# લેખકશ્રીના અન્ય પ્રકાશનો

(૧) કુનદીપક (ઐતિહાસિક વાર્તા) (અપ્રાપ્ય)
(૨) માયાની જાળ ( „ „ ) નવજીવન ગ્રંથમાળા
(૩) સંસારના વ્હેણુ ( „ „ ) ગારીઆધાર વાયા
બા ૧ ૨ ૩ દામનગર (સૌરાષ્ટ્ર)
પ્રાપ્ત થશે

(૪) પલટાતા રંગ (બોધક કથાનકો)
(૫) સૂર્યના અજવાળા (સ્વ ગુરુદેવશ્રી સૂર્યકાન્તાશ્રીજી મ નુ જીવન ચરિત્ર)
(૬) જીવનધન (મૌલિક મંથન)
(૭) પુનીત જાપ (પાર્શ્વપ્રભુની આરાધના)
(૮) જીવન સાધનાનુ ગુલાબ (ઉપદેશ સંગ્રહ)
(૯) સ્વાધ્યાય સુમન (સ્વૈભાવિક સૂત્ર મૂળ તથા સ્તોત્રો (પ્રેસમા)
(૧૦) વીણેલા મોતી (બોધક કથાનકો) ( „ )
(૧૧) તૈરના સોપાન ( ) ( „ )
(૧૨) ઉર અને ઉજાશ (મૌલિક મંથન) ( „ )
(૧૩) પુષ્પ સુમનની સૌરભ (સ્તવનાદિ સંગ્રહ)
(૧૪) જિનેન્દ્ર-પદ્મપરાગ (સ્તવનો) જૈન મહિલામ ળ ગુલાબ
સાવમલી છતવારી નાગપુર ૨
પ્રાપ્ત થશે
(૧૫) જ્યોતિ સ્તવનાવલિ (સ્તવનો જૈન યુવકમંડળ ગુલાબસાવ
ગલી છતવારી નાગપુર-૨
પ્રાપ્ત થશે
(૧૬) આનંદ ચંદ્ર જ્યોતિ (સ્તવનો તથા ગુરુગુણ ગહુંલી)
(૧૭) આનંદ ચંદ્ર માધુરી (દીક્ષા ગીતો)
(૧૮) ભક્તિ માધુરી (સ્તવનો દુહા ગહુંલી ગરબા નૃત્ય)
આદિ
(૧૯) પ્રેરણા અને પ્રકાશ (ઉપદેશ સંગ્રહ) (પ્રેસમા)

# જીવન સાધનાનું ગુલાબ

ઉપદેશક શ્રી મૂર્ખશિશુ

અવતરણકાર શ્રી સાધક

પ્રકાશિકા નિરંજના જે મલજી (બી એ ઓનર્સ)

મૂલ્ય :- જીવનસાધના

# કરકમલોમાં

જેઓનો મ્હારો

મારા જીવનની મંગલ કવિતા,

જેઓની છાયા

મારા જીવનનો શ્રેષ્ઠ વિસામો,

જેઓની કૃપાદૃષ્ટિ

મારા જીવનનું શ્રેષ્ઠ બળ

તેઓશ્રી

પ્રભાતપ્રભાવી પરમોપકારી પરમપૂજનીય

વડીલ ગુરૂબેનશ્રી

પદ્મલતાશ્રીજી મહારાજ સાહેબના

કરકમલોમાં

સદાની ઋણી

સાધ્વી મયણાશ્રીજી

('સૂર્યશિશુ')

# "પ્રાપ્તિસ્થાન"

નિરંજના જે મલજી
ગજેન્દ્રવીલા બ્લોક ૧૨
ખાંજેમ.જે દોલતનગર
બોરીવલી મુંબઈ-૯૨
(N B)

જયાબેન
C/o ચન્દ્રકાન્ત રતિલાલ
તેલના વેપારી
સુભાષચોક
જલગાંવ (પૂ ખા

મોમચંદ ડી શાહ
જીવન નિવાસ સામે
પાલીતાણા
(સૌરાષ્ટ્ર)

અજવાળીબેન
C/o મણિલાલ વીરપાળ શાહ
નાગરદાસ રામજીના મકાનમાં
લીમડીનો ઉતારો
સુરેન્દ્રનગર (સૌરાષ્ટ્ર)

મનુભાઈ બુધાલાલ એન્ડ બ્રધર્સ
પો બો ન ૧૨૨
શાહપુરી
કોલ્હાપુર (મહારાષ્ટ્ર)

વિક્રમ સંવત ૨૦૨૩ — આગમોદ્ધારક સંવત ૧૮ — વીર સંવત ૨૪૯૩

(સર્વ હક્ક સ્વાધીન)

# જરા...

"જીવન સાધનાનું સુવાસ" નામ મારા પરમોપકારી વડીલ ગુરૂબેનશ્રી પૂજ્ય પદ્મલતાશ્રીજી મ સા શોધી આપેલ છે.

એઓશ્રીની શીતળ છાયા મારા સંયમજીવનના
પ્રત્યેક ઉત્થાનમાં
કેટલી સહાનુભૂતિવાળી બની છે,

તે તો હું કશું કહી કે લખી શકું તેમ નથી, એ તો મારું અંતર જ જાણી શકે છે

જનમન કલ્યાણના હેતુરૂપ આ પ્રકાશનમાં મારે મૌનની જ સાધના કરવી પડી છે

હું સાધકને કાંઈ કહી શકી નથી કારણ કેટલીક વખત સ્વનીઈચ્છા ગૌણ કરી, જનગણની ઈચ્છાને આધીન બનવું પડે છે

"શ્રી સૂર્યશિશુ"

## અમૂલ્યપળ

સ્વપ્ને ય કલ્પના ન હતી કે આ કઠિન કાર્યમા હું સફળ થઈશ

કેટલાક કાર્ય એવા હોય છે કે જેને સમય લાગતો નથી.

જ્યારે કેટલાક કાર્યો એવા હોય છે કે સમયના વ્હેણ વહી જાય તો ય પાર આવતો નથી

"જીવન સાધનાનુ ગુલાબ" પુસ્તક કેમ પ્રકાશિત થયુ તેમા ઊંડે ઊંડે હેતુઓ સમાયેલા છે પૂજ્યશ્રી "સૂર્યશિશુ" મહારાજની ઉપદેશધારા અસ્ખલિતપણે છેલ્લા ઘણા વર્ષોથી સતત વહેતા, તેમા તરબોળ બનેલા ભાવુકહૈયા ની અગણિત માગ થઈ

જનતાનો મારા ઉપર અતિ આગ્રહ હમેશ માટે થતો મને થયુ કે જનસમુદાયને લાભ થતો હોય તો પરિશ્રમ અવશ્ય લેવો જોઈએ એમ માની મેં આ કાર્ય ઝડપ્યુ

નાનુ, તાજુ, કુમળુ પુષ્પ પર્વતના ભારને ન જ વહી શકે, છતા સ્વ-પરના અતિ શ્રેયને લક્ષ્યમા લઈને અવતરણ કરવુ શરૂ કર્યુ

પૂજ્યશ્રીનો ઉપદેશ એટલે જાણે હૈયુ રગભીનુ થઈ જાય એ ઉપદેશમા કોઈ જાતની ત્રુટિ સ્ખલના કે વિરૂદ્ધ-વચન કહેવાતુ નહિ, છતા મારી કલમથી અવતરણમા કઈ

# વ દના

વર્તમાનયુગ ભૌતિક ભૂતાવળના અત્યાજીવી આકર્ષણ તરફ આધળી દોટ મૂકી રહ્યો છે અને આપણા ભારતવર્ષના આધ્યાત્મિક આદર્શો પ્રત્યે ઉપેક્ષાભાવ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા રહ્યો છે આમ છતા શ્રી જિનશાસનના પાયાસમાન શ્રી શ્રમણસઘની પરપરા આજે પણ નિર્મળ ચિતનશીલ અને કલ્યાણકારી રહી શકે છે એ ખરેખર એક વિશ્રામ સ્થાન રૂપ છે

જૈનોની શ્રમણસસ્થા એ તીર્થંકર ભગવતોના આદર્શથી અમર બનેલી એક ભવ્ય રચના છે આ રચના પર વર્તમાન યુગનો કોઈ દાઘ લાગ્યો હોય તો તે બનવા જોગ છે છતા એનુ હાર્દ તો આજ પણ એવુ ને એવુ ગૌરવપૂર્ણ રહ્યુ છે

આમ થવાનુ કારણ અન્ય કોઈ નથી પરતુ સાધુ-સાધ્વીજી મહાત્માઓના તપ, ચારિત્ર અને ચિતનનુ પરિણામ છે

પ્રસ્તુત ગ્રથમા પરમ પૂજનીયા સાધ્વીજી શ્રી સૂર્યશિશુ" ના ઉપદેશની એક ધારા વહી છે આ ધારામા નવઓશ્રીના કર્મની વિચિત્રતા, સસારની અસારતા દર્શન જના અને શા માટે? નસ્કાર એ જીવનનો સાચો શણગાર, પરમ બનવા પ્રયત્ન કરો, જીવનનુ સાચુ મૂલ્ય, સ્વભાવસેવા

ક્રોધ આત્માનો કટ્ટર શત્રુ છે વાણીનો પ્રભાવ વિગેરે ઉપદેશ રત્નો શોભી રહ્યા છે

શ્રી "સૂર્યશિશુ" ની કથન શૈલી આડબર વિહિન હોવા છતા હૃદયસ્પર્શીય છે જૈનોની પરપરા હમેશા મડનાત્મક રહી છે અને પ્રસ્તુત ગ્રથમા એ આદર્શ બરાબર જળવાયો છે

પ્રસ્તુત ઉપદેશરત્નોના સમુચ્ચયનુ નામ "જીવન સાધનાનુ ગુલાબ" યથાર્થ રાખવામા આવ્યુ છે જે સાધના પાછળ આત્મરૂપી ગુલાબની સૌરભ ન હોય તે સાધના કાગળના ફુલ જેવી જ બની જતી હોય છે ત્યારે સૂર્યશિશુશ્રીની સાધના આત્માની જ્ઞાન સૌરભ વડે મમૃધ્ધ બનેલી છે'

શ્રી સૂર્યશિશુશ્રીએ આપણા વિરાટ કથાનુયોગમાથી વીણીને ઉત્તમ શૈલીમા ઐતિહાસિક કથાઓ પણ આપી છે અને પ્રેરણાત્મક નવલિકાઓ પણ આપી છે

હુ શ્રી શ્રમણસસ્થાનો ઉપાસક છુ અને મારા હૃદયમા શ્રી શ્રમણસસ્થા પ્રત્યે સદ્ભાવ, પૂજ્યભાવ અને મમત્વભાવ રહે તે સ્વાભાવિક છે આમ છતા અતરમા માધ્યસ્થ દૃષ્ટિ રાખીને મારે કહેવુ પડે છે કે "જીવન સાધનાનુ ગુલાબ" માત્ર જોવા જેવુ નથી પણ એની આત્મસૌરભ હૈયામા ઉતારવા જેવી છે

સસારજીવનમા રચ્યો પચ્યો રહેનાર મારા જેવો એક સામાન્ય લેખક સર્વત્યાગના પથે વિહરી રહેલા મહા પુરૂષાર્થીઓના કવનની સમીક્ષા કઈ રીતે કરી શકે? એને અધિકાર પણ શુ છે? માન શબ્દછળનો આશ્રય લઈને લખવુ એ મોટુ દૂષણ છે એથી હુ સૂર્યશિશુશ્રીના કવન ની સમીક્ષા કરવાની ધૃષ્ટતા નથી કરી શકતો હુ કેવળ એક લેખક તરીકે માત્ર વદના કરીને જ મારા હૃદય ભાવને વ્યક્ત કરૂ છુ

આ ગ્રથમા આવેલા બધા પ્રવચનો સૌમ્ય અને પ્રેરક છે જે કોઈને જીવન સાધનાની સૌરભ પ્રાપ્ત કરવી હોય તેને માટે માર્ગદર્શક પણ છે

પ્રત્યેક પ્રવચન એના હેતુને વફાદાર રહ્યા છે અને શ્રેષ્ઠતા તો એ છે કે સાધ્વીજી મહારાજના કથનમા 'વસ્તુ વિચ્છેદ' નો એક પણ દોષ નથી.

મને તો એમ પણ લાગે છે કે એક સાહિત્યોકાર સાત્વિક સાહિત્યકારની સાધના મારી સામે પડી છે આવી સાધના વદનાને જ યોગ્ય હોય છે

રાજકોટ
આસો સુદ ૬
૨૦૨૨

વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી

# મારી આશા

સંસારના તાપથી માનવી બળીજળીને જ્યારે ઉદ્વેગ પામે છે ત્યારે સહકારની આધારની અને સહાનુભૂતિની અત્યંત જરૂર પડે છે. સંસારના રંગબેરંગી રંગોમાં આજના યુગનો માનવી અટવાઈ ગયેલો છે પરંતુ કોઈ અનેરો જ્ઞાનનો દીપ હસ્ત ધરી પ્રકાશની પગદંડી માંડે તો જરૂર તેના જીવનને સહકાર પ્રાપ્ત થઈ જાય.

આવો સુંદર સહકાર- સત્ય માર્ગદર્શન આપનાર જો કોઈ હોય તો તે એક નિઃસ્વાર્થી ગુરૂવર્યો છે તેઓ પાસેથી જીવન જીવવાની સાચી દૃષ્ટિ મળી શકે તેમ છે. આજનો સાધ્વી સમુદાય પણ સુંદર કામ કરી શકે છે સ્વ. પરમ પૂજ્ય પુષ્પાશ્રીજી મહારાજસાહેબના શિષ્યા સ્વ. પૂ. સુમલયાશ્રીજી મહારાજસાહેબના શિષ્યા સ્વ પૂ. સૂર્યોદયાશ્રીજી મ. ના શિષ્યાઓ પૂ. પદ્મલતાશ્રીજી મ. સા. તથા પૂ. અંજનાશ્રીજી મ. સા [ શ્રી સૂર્યશિશુ ] જેઓશ્રીની કૃતિ "જીવન સાધનાનું ગુલાબ" જનતાના દિલને આનંદ સાથે સહાનુભૂતિ આપે એવી તેમજ સંસારના તાપને શાંત કરી સમતા આપનારી છે. પૂ. સૂર્યશિશુ મ. સા. ની અજબ શક્તિ, વિદ્વતા અને સાહિત્યની ઉપાસના

સાથે સવિજીવના કલ્યાણુની ભાવના અતિ ઉમદા છે તેજસ્વી સ્વભાવ સાથે સૌમ્યતાની સુરેખ અને સંપર્કમા આવેલાને યતકિંચિત આપવાની અભિલાષા તે તેઓનો સહજ ગુણ છે

સૂર્યના કિરણો પ્રખરપ્રતાપી હોવા છતા સર્વજન માન્ય હોય છે તેમ સ્વ સૂર્યકાન્તાશ્રીજી મ સા ના શિષ્યા પ્રશિષ્યાના તેજસ્વી કિરણોના વૃદને જાણે કે આજી દે તેવુ પ્રતાપી તેઓશ્રી કિરણ છે પૂ સૂર્યશિશુ મ સા ની એક પછી એક કૃતિઓ પ્રકાશનમા આવી છે તેમ આ કૃતિ પણ આવી રહી છે એ જ લોકહૃદયની ચાહનાનો પુરવાર છે જૈન સમાજમા આ રીતે સાધ્વીજી મહારાજ પણ ઉત્કર્ષનું એક કાણુ અગ છે એવી સૌ દરેક સાધ્વીજી મહારાજ પ્રતિ દષ્ટિ રાખે. તેઓની સમર્થ શક્તિના વિસ્તાર માટે સપૂર્ણ સહકાર મળવો જરૂરી છે પણ આ મારી અતરવાચા કોણ જાણે કોણ ક્યારે સાભળશે ? મારી આ પ્રાર્થનાને સૌ કોઇ વિચારશે તો આ મારી આશા ફળશે.

વિશેષમા આ કૃતિમા સિદ્ધહસ્તલેખકે અતરઉદ્દગારથી મનહર રગો 'વદના' મા પૂરીને કૃતિનો રગ મધુર બનાવી દીધો છે જેઓ શ્રીનુ સાધુસમાજ પ્રત્યે ભાવભર્યું દિલ મૂકતુ દૈયું ભાવના બહુમાન જરા ય અણછાન્યા નથી તે લેખકશ્રી પ્રત્યે મારૂ અંતઃકરણ ઝૂક્યા વિના રહેતુ નથી. તેઓશ્રીનો હુ આભાર માનુ છુ આ કૃતિમા સહકાર આપનાર શુભેચ્છકોનો પણ આભાર માનુ છુ જેને સુદર પ્રીન્ટીગ કરી

કૃતિને આકાર આપ્યો છે તે હસમુખભાઇનો આભાર માનું છું તથા હરહંમેશ કાર્યસેવામા તત્પર રહે એમ ઇચ્છુ છુ. કૃતિમા અવતરણકારથી, પ્રેસદોષથી, સમજફેરથી શાસ્ત્રવિરૂદ્ધ લખાણ હોય કે કઇ દોષ થયો હોય તો ક્ષમા યાચું છુ

અંતમા સૌ કોઇ કૃતિનો સુંદર લાભ લે

એજ ભાવના

પ્રકાશિકા
નિરંજના જે. મહાજી
બી. એ. ઓનર્સ

# સહાયકોની નામાવલી

સ્વ પ પૂ સૂર્યકાન્તાશ્રીજી મ ના શિષ્યા પૂ પદ્મલતા
શ્રીજી મ મની શુભ પ્રેરણાથી
૫૦૦) શ્રી જૈન શ્વે મૂ જ્ઞાન ખાતામાથી બેરમો
હ શેઠ મણીલાલ રાઘવજી કોઠારી
૧૫૧) શ્રી જૈન શ્વે મૂ જ્ઞાન ખાતામાથી કતરાસગઢ
હ નદલાલ એમ શાહ
સ્વ પ પૂ મનહરશ્રીજી મ ના શિષ્યા પૂ ધર્મોદયાશ્રીજી
મ ની પ્રેરણાથી
૩૫૧) શ્રી જૈન શ્વે મૂ જ્ઞાન ખાતામાથી ઝરીઆ
હ દેવશીભાઈ માણેકચદ વોરા
પ પૂ પદ્મલતાશ્રીજી મ સા શિષ્યા પૂ અમિતરત્નાશ્રીજી
મ ની પ્રેરણાથી
૨૦૧) કચનબેન, ચચળબેન, નીલમબેન. ધનબાદ
પ. પૂ પદ્મલતાશ્રીજી મ ના શિષ્યા પૂ નિરૂપમાશ્રીજી
મ ની પ્રેરણાથી
૫૧) નવલચદ હાકેમચદ બેરમો
પ પૂ પદ્મલતાશ્રીજી મ ના શિષ્યા પૂ ધર્મજ્ઞાશ્રીજી
મ ની પ્રેરણાથી
૫૧) જડાવબેન કાનજી બેરમો

પ. પૂ. પદ્મલતાશ્રીજી મ. ના શિષ્યા પૂ. મહાભદ્રાશ્રીજી
મ. ની પ્રેરણાથી

૩૧) મનોરમાબેન મોહનલાલ — બોરન

પ. પૂ. પદ્મલતાશ્રીજી મ. ના શિષ્યા પૂ. આત્મજ્ઞાશ્રીજી
મ. ની પ્રેરણાથી

૩૧) એન. ડી. જૈન — દોરન

પ. પૂ. પદ્મલતાશ્રીજી મ. ના શિષ્યા પૂ. વીરભદ્રાશ્રીજી
મ. ની પ્રેરણાથી

૫૦) પ્રભાબેન તલકચંદ — ઝરીયા

પ. પૂ. પદ્મલતાશ્રીજી મ. ના શિષ્યા પૂ. પ્રમિતજ્ઞાશ્રીજી
મ. ની પ્રેરણાથી

૫૦) લતાબેન લલિતભાઈ — ઝરીઆ

પ. પૂ. સાધ્વી મ. શ્રી શુભોદયાશ્રી મ. ની પ્રેરણાથી

૨૫૧) શ્રી જૈન શ્વે. મૂ. જ્ઞાનખાતામાંથી — જલગાવ
હ. ખીમચંદભાઈ

પ. પૂ. પદ્મલતાશ્રીજી મ. ના શિષ્યા પૂ. વિનયજ્ઞાશ્રીજી
મ. ની પ્રેરણાથી

૫૧) સવિતાબેન જયંતિલાલ — જલગાવ

પ. પૂ. પદ્મલતાશ્રીજી મ. ના શિષ્યા પૂ. વિનિતજ્ઞાશ્રીજી
મ. ની પ્રેરણાથી

૩૧) રંજનબેન કાંતિલાલ — જલગાવ

★

# વિષયાનુક્રમ

મુદ્રક
હસમુખ જગજીવન શેઠ
ન્યુ પ્રિન્ટીંગ પ્રેસ, ન્યુ માર્કેટ
સુરેન્દ્રનગર ફોન ૪૧૩

॥ ॐ ह्रीँ नम ॥

# ક્રોધ એ આત્માનો કટ્ટર શત્રુ છે

क्रोधाद्यस्य मुनेश्चण्ड चाण्डालस्य च नान्तरम् ।
तस्मात् क्रोध परित्यज्य भवोज्ज्वलधिय पदम् ॥

સંસાર સાગરની સપાટી ઉપર ક્રોધ પ્રાણીઓના જીવન પર કેવી અસર કરે છે? જ્યારે આત્મા ક્રોધ સન્મુખ થાય છે ત્યારે તેની સારી યે જીવનક્રિયા પલટાઈ જાય છે

નિર્મળ સ્ફટિકની પાછળ કાળો પદાર્થ મુકવામા આવે તો તે સ્ફટિકની પ્રતિભા શ્યામ બની જાય છે ક્રોધને કાળો નાગ કહ્યો છે એક દાઉદીયા કરતા પણ ક્રોધી ભયકર છે

ક્રોધ આવતાં માનવ ન કરવાના કામ કરી બેસે છે પ્રાણી કે સ્વજનોનો વિનાશ કરતા પણ તે અટકતો નથી ક્રોધના આધિપત્યથી માનવી માનવી રહેતો નથી પણ દાનવી બની જાય છે ક્રોધ આવતા ક્રોધી સત્યનો નાશ પારખી શકતો નથી. દારૂડીયો ભાન ભૂલે છે તેમ તે ભાન ભૂલી જાય છે ક્રોધના નશાથી આત્મા પ્રચૂર કર્મના પૂજને ખડકે છે દુર્ગતિ ભાગુ તેનાગ કરી ભેગની પરમ।

ગબડી જાય છે પછી તેને સુખનો દરયો મળવો મુશ્કેલ પડે છે આત્માનુ સુખ ક્ષમામા છે સમતામા છે તેનો અનુભવ તે કરી શકતો નથી.

**ક્રોધ એ આત્માનો ભયકર શત્રુ છે એ કદાપિ સમજી શકતો નથી**

**ક્રોધની ઉત્પત્તિ**

ક્રોધની ઉત્પત્તિ એટલે અવગુણનુ સર્જન અને ગુણોનુ વિસર્જન છે એની ઉત્પત્તિમા બે કારણો મુખ્યતાએ ભાગ ભજવે છે જે છે રાગ અને દ્વેષ ..

**ઇષ્ટ પદાર્થના સયોગમા પ્રીતિ તે રાગ**
**અનિષ્ટ પદાર્થના સયોગમા અપ્રીતિ તે દ્વેષ**

ઇષ્ટના વિયોગમા, અનિષ્ટના સયોગમા, દૈહિક વાચિક માનસિક પ્રવૃત્તિઓમા, કે સુખ સામગ્રીની ઔપચારિક પ્રવૃત્તિઓમા ડગલે ને પગલે ક્રોધનો સભવ છે આમ ક્રોધના અનેક ગેરલાભ છે

ઇચ્છતાની માત્રામા કચાશ આવી કે ક્રોધ ઉભો જ છે તેવામા કોઈ કાર્ય કરવા તૈયાર થયા કે ક્રોધ આવ્યો જ જાણો વહેવારમા એક બીજાને ન બને, વાદવિવાદ થઈ જાય, સ્વમાન ઘવાય, વ્યાપાર કે જીવનમા ખુવારી થાય, જરાક મનભેદ થાય કે તમારી પાસે ક્રોધ આવ્યો જ જાણો એ ક્રોધ તમારી સામે ડોકીયું કરવાનો જ

કોઈએ તમારા જીવનમા નુકશાન કર્યું કે તેને તમે વૈરી માની લો છો રસ્તે ચાલતા તે સામો મળે તો

તમારા રૂંવાડા ખડા થઈ જાય આંખો લાલ થઈ જાય જીભમાં અયુક્ત શબ્દો આવી જાય કોઈ સમય હાથ પણ ચમચમી જાય કેમ ખરું ને?

## અંતરંગ શત્રુની સામે થતા શીખો

આવા શત્રુ તો તમારા ઘણા છે પણ જે ખરા શત્રુ છે એની સામે થાઓ ને! આત્માનો સાચો શત્રુ તો ક્રોધ છે એની સામે થવાનો વિચાર આવે ખરો? અત્યાર સુધીની જીંદગીમાં કેટલી વાર ક્રોધ આવ્યો તેની નોંધ રાખી ખરી? બીજા શત્રુ તો જીવનમાં એક જ વાર બગાડે પણ આ શત્રુ તો એવો છે કે તે એક નહિ પણ અનેક જીવન બગાડે છે

તમારો શત્રુ તમને એક અપશબ્દ કે કટાક્ષ બોલી ગયો તો તમારો પિત્તો ઉછળ્યો જ જાણો સામે એક શબ્દને બદલે બે શબ્દ બોલીને બંધ કરી દો તે બંધ ન થાય તો કોર્ટ-કચેરી કરતા પણ તમે થાકો નહિ. કોથળીના મોઢા પણ છુટા મૂકી દઈને કેસ જીતવાનો પ્રયત્ન કરો.

શત્રુને નિર્બળ બનાવવા અનેક ઉપાયો કરો છો પરંતુ તમારું, તમારી સંપત્તિનું, સ્વજનનું અને ભવોભવનું નિકંદન કરનાર ક્રોધ પર વિજય મેળવવા માટે કાંઈ પ્રયાસ અજમાવ્યો છે ખરો? એ અંતરંગ શત્રુની સામે થવાનો પ્રયત્ન કર્યો ખરો? ના, નહિ જ એ જ મુખ્ય ખામી છે આત્માની શુભ પ્રવૃત્તિમાં જે દુશ્મનો છે તેને આપણે હઠાવી શકતા નથી અને જોઈ પણ શકતા નથી.

એક મુસ્લિમ કવિ કહે છે ક્રોધ કેવો સૂક્ષ્મ સ્વરૂપી છે તે જુઓ. એક અંધારભર્યો કાળો ઓરડો હોય, જ્યાં પ્રકાશની રેખા પણ પ્રવેશી શકે નહિ તેવા ઓરડામાં કાળી ભીંત હોય અને તેના પર કાળો પડદો હોય તે પડદા પર કાળી કીડી ચાલતી હોય તો તે કદાચ પારખી શકાય, પરંતુ ક્રોધને પારખી શકાતો નથી માટે જ એ આવતા પહેલાં જ સ્વસ્થ થવું જોઈએ

**આપણી નિર્બળતા**

ક્રોધરૂપી શત્રુ આગળ આવી જતાં એટલે આપણે લાલ થઈ જશું, શરીર તપી જશે, માથું ગરમ પાણીની જેમ ઉકળવા માંડશે અને ભાન ભૂલી જવાશે

શત્રુનો નિદ્રામાં પણ ભરોસો ન કરાય તેને ઉગતો જ ચાંપી દેવો એમ નીતિકારોનો ન્યાય છે છતાં ક્રોધરૂપી શત્રુને ચાંપવા જતાં આપણે પોતે જ ક્રોધને તાબે થઈ જઈએ છીએ ગમે તેવા બળવાન કહેવાતા આપણે ક્રોધ સામે તો આપણી નિર્બળતા જ બતાવીએ છીએ, અને ક્રોધી બની જઈએ છીએ

**ક્રોધની વરાળ**

શાસ્ત્રકારો જાણે છે જ્યાં સુધી ક્રોધ પર વિજય ન મેળવાય ત્યાં સુધી જન્મ, જરા, મરણનો પાર આવવાનો નથી અને ધર્મ આરાધન પણ યથાર્થ થઈ શકતું નથી

ધારો કે વ્યાખ્યાનમાં મોડા આવી તમે ઊંચા મને જમવા તો બેઠા પણ દાળ હતી ખારી તમે જમ્યા નહિ

ત્યારે જો તમારો બાળક તોફાન કે તો ક્રમમા આવે તો તેની શું દશા થાય ? અર્ધાંગના પર અંતરનો ક્રોધ પ્રબળ બની શબ્દ વાટે નીકળવા માંડે પેલા ખેલતા બાળકનો તો વાળો જ ટીપાઈ જાય

આ સમયે ચૂલાના તાપથી બળતી પત્ની અને સ્કૂલથી ભૂખ્યા આવેલ બાળકોનો વિચાર આવતો નથી પત્ની એકાદ શબ્દ જો બોલી જાય તો તેનું આવી જ બન્યું

અગ્નિ ઉપર પાણી નાખો તો અગ્નિ શાંત થઈ જાય પણ તેમાં ઘી હોમવામાં આવે તો વધુ ભડકો થાય છે આ બાબત તમે બરાબર સમજો છો માટે ભૂલતા નથી પણ આત્માની વાત આવી એટલે જાણે ભૂલ્યા

પણ જ્યારે ક્રોધ આવ્યો ત્યારે તેના પર વીતરાગની વાણીનું સીચન કરી દેવું જોઈએ

### ક્રોધની ભય કરતા સામે

ક્રોધને જ્ઞાનીઓએ ભયકર કહેલ છે તે સુસામા ભડકતા મરી દે છે તે ભયકરતાથી ઘણા અનર્થો ઊભા થાય છે તેથી જ ક્રોધને દમાવવાનો પ્રયત્ન કરવો જરૂરી છે

તમે કહેશો કે સાહેબ! મમાગથી ક્રોધ દબાવાતો નથી. ક્રોધ આવતા જ ઉગ્ર બની જવાય છે એની ભય કરતામા ફસાઈ જવાય છે

કહેવાય છે કે પાચે ઇન્દ્રિયોને વશ કરવી એ સહેલ છે પણ ક્રોધને દમાવવો મુશ્કેલ છે

વાત સાચી છે દૂધના ઉભરાની જેમ ક્રોધ પણ ધીમે ધીમે વધીને ઉભરાય છે. એથી એના પગરણ મંડાય અને ક્રોધ મનનો કબજો લે તે પહેલાં સજાગ બનવું જોઈએ. કોઈના ક્રોધના નિમિત્ત બની જવાય તો ત્યાંથી દૂર ખસી જવું અગર મૌન પકડવું. આટલું તો થાયને! અને કોઈના નિમિત્તથી આપણને ક્રોધ આવે ત્યારે બાર નવકાર ગણવા, પછી જ શબ્દપ્રહાર કે હસ્તપ્રહાર કરવા. આટલું કરશો તો પણ ક્રોધને દબાવી શકશો.

પણ જો ક્રોધ બેકાબૂ બન્યો તો તે ક્ષણમાં મુશ્કેલીએ આવે છે.

એથી પાણી પહેલાં પાળ બાંધવી શું ખોટી?

ક્રોધ ન આવે એવા જ સંયોગો ઊભા રાખવા.

છતાં ક્રોધ આવી જાય તો ક્રોધની સામે ક્રોધ ન કરવો. ક્ષમા અને સમતા રાખવી. મૌન રહી ક્ષમાના શીતળ નીર સીંચાય તો ક્રોધનો અગ્નિ અવશ્ય બુઝાય.

આ બધા ઉપાયો ક્રોધ રૂપી ગાડીની ગતિને રોકનાર શક્તિમાન બ્રેક છે. ગાડી અતિ વેગમાન થયા પછી બ્રેકનો ઉપયોગ એક્સીડન્ટમાં પરિણમે છે. માટે જીવનમાં ખૂબ નિરાંતે એકાંતમાં તેનું પરિણામ લો. દિવસમાં કેટલી વાર ક્રોધ કર્યો તેની શોધ કરો. પછી ક્રોધનું પરિણામ શું આવ્યું એ શાંતિથી વિચારતા જ તમને ક્રોધની પરિસ્થિતિ ખરાબ છે અને કરવા જેવી નથી એમ સહેજે સમજાશે. એટલે

ક્રોધની માત્રા ઓછી થતી જશે અને મમતા તથા સહન શક્તિના ગુણનો આવાસ થતો જશે.

**વીતરાગની વાણીનું પાચન જેના હૈયામાં થાય છે તે જ આત્મા ક્રોધને પચાવી જાણે છે.**

જે ક્રોધને જીવનમાં પચાવી જાણતો નથી તેના જીવનમાંથી પ્રીતિનો નાશ થાય છે

कोहो पीइ पणासेइ
माणो विणय नामणो ।
माया मित्ताणि नासेइ
लोइ सव्व विणासणो ॥

ક્રોધ પ્રીતિનો નાશ કરે છે એકવારનો મિત્ર ક્રોધના કારણે શત્રુ બની જાય છે જેના વિના તમને એક દિવસ પણ ન ચાલે, દરેક પ્રવૃત્તિમાં સાથે જીવનની રહસ્યતા પણ જાણે. તેવી મિત્રતા તમે એક ક્ષણમાં ક્રોધથી ગુમાવી દો છો

દુનિયામાંથી આપણે શત્રુ બનાવીને નથી જવું પણ મિત્ર બનાવીને જવું છે પ્રીતની સૌરભ આપીને જવું છે તો ક્રોધનો સદંતર ત્યાગ કરી જીવનમાં ક્ષમા–મૈત્રીભાવને કેળવનો જોઈએ

જુઓ સામે દેખાતી રસ્તા પરની કચરાપેટી પણ આપણને શું સૂચવે છે ?

"ઘરનો કચરો આની અંદર નાખો જ્યાં ત્યાં ન નાખો" ઘરનો કાઢેલો કચરો ઘરના ખૂણામાં રખાય કે નહિ?

નર્યું વિષમય બની જાય છે જેમ દૂધથી ભરેલા કળશમા વિષનુ એક ટીપુ પડતા બધુ ય દૂધ વિષમય બની મપેય બને છે તેમ ક્રોધ જીવનમા ભર્યો હોય તો સર્વ ગુણોને દબાવે છે વિકૃત બનાવી દે છે

ક્રોધના પ્રકાર

ક્રોધના ચાર પ્રકાર છે તેના રૂપ જુદા જુદા છે

અનતાનુબધી          અપ્રત્યાખ્યાનીય

પ્રત્યાખ્યાનીય          સજ્વલન

અનતાનુબન્ધી ક્રોધ -જીવનભર રહે છે આ ક્રોધ આત્માની ઉન્નતિને રોકે છે દુર્ગતિમા નરકમા ઢસેડી જાય છે અને મોક્ષપથના મુખ્ય કારણ રૂપ આત્માના ગુણ સમ્યક્ત્વને આવવા દેતા નથી આ ક્રોધ હોય ત્યા સુધી આત્મા સત્ય વસ્તુનુ દર્શન કરી શકતો નથી લાખડના તપેલા ગોળા જેવો આ ક્રોધ છે

અપ્રત્યાખ્યાનીય ક્રોધ -એક વર્ષ સુધી એની અસર રહી શકે છે આ ક્રોધથી આત્મા પ્રાય તિર્યચ ગતિનાં કષ્ટો દુખો ભોગવે છે એનાથી જીવનમા વિરતિ એટલે સમ્યક્ પચ્ચક્ખાણ, નિયમ, ત્યાગ કરી શકાતા નથી આ ક્રોધ પથ્થરના ગોળા જેવો છે જેને નિમિત્ત મળતા તપતા વાર ન લાગે અને ઠરતા પણ વાર લાગે.

પ્રત્યાખ્યાનીય ક્રોધ ચાર માસ સુધી ટકી શકે છે આ ક્રોધ સયમનો વિઘાતક છે

ક્રોધ જ્યા સુધી જીવનમા હોય ત્યા સુધી સયમ અગીકાર કરવાની ભાવના જ થતી નથી આ ક્રોધથી આત્મા ઉર્ધ્વગતિ પામી શકતો નથી મનુજ ગતિ પ્રાપ્ત કરે છે આ કષાય લાકડાના ગોળા જેવો છે

**સજ્વલન ક્રોધ** –ક્રોધ આવે અને તુરત દબાઈ જાય છે શાત થઈ જાય છે ક્રોધની તીવ્રતા રહેતી નથી. આનાથી મોક્ષના અતિમ કારણભૂત યથાખ્યાત ચારિત્ર આવી શકતુ નથી. આ કષાય નહિવત્ જેવો છે એનાથી દેવગતિ મળે પણ શિવગતિ મળતી નથી આ કષાય તૃણના ગોળા જેવો છે ગોળો મળગે અને શાત થઇ જાય.

જ્યા સુધી આ ચારે ક્રોધનો અત થતો નથી ત્યા સુધી પરમપદ મળે જ નહિ માટે જો આગળ વધવુ હોય તો

જીવનને ઉન્નત બનાવવુ હોય તો ક્રોધ ઉપર નિયત્રણ મૂકવુ જ પડશે. ક્રોધને કચરાની જેમ તિલાજલિ દેવી પડશે.

## ક્રોધથી થતો સયમનો વિનાશ

ક્રોધ ભયકર છે ભયાનક છે તેથી તો શત્રુ કહ્યો. ક્રોધને આખો નથી ક્રોધી માનવી પોતાની પરિસ્થિતિને પણ ભૂલી જાય છે ક્રોધથી કરોડો વર્ષનુ સયમ પણ ભસ્મીભૂત થાય છે

કર્મનો કાટ કાઢનામા જે તપસ્યા છે તે તપસ્યા કરતા કરતા ક્રોધ આવે તો તપસ્યા અજ્ઞાન કષ્ટ બની જાય છે અને કર્મને દૂર કરવાને બદલે કર્મના ખડકા ઊભા કરે છે

સાધનાની સર્વ સામગ્રી પ્રાપ્ત થવા છતા કોઈ આત્મા આત્મા ભાન ભૂલી જાય છે પોતાની સ્વગતિને બગાડીને દુર્ગતિમા ચાલ્યો જાય છે.

કુણાલા નામની નગરી છે જ્યા જિનદેવના ગુરૂદેવો આત્મ સંયમની સુંદર આરાધના કરે છે ચાતુર્માસનો સમય આવી ગયો છે સર્વ સંયમી આત્માઓ ચાતુર્માસની આરાધના જુદા જુદા સ્થાન પર કરવા માટે ગુરૂમહારાજ પાસે આજ્ઞા માગે છે તેમા બે શિષ્યો ગુરૂમહારાજને કહે છે કે આ ચાતુર્માસમા કુણાલા નગરીની બહાર આખા નદીની જે ખાડ છે ત્યા અમારે અનશન કરીને આત્માની સિદ્ધિ મેળવવી છે તો હે ગુરૂદેવ! અમને આપ અનશનની આજ્ઞા આપો.

ગુરૂદેવ જ્ઞાની અને વિચારશીલ હોવાથી કહે છે કે હે મુનિઓ! તમે અહીં રહીને આરાધના કરો. તમારે ખાળ આગળ નથી જવુ મુનિઓ વારવાર આજ્ઞા માગે છે, ત્યા ગુરૂદેવ ચાતુર્માસની આજ્ઞા આપે છે તમને એમ થશે કે આરાધના કરવી એમા પણ આજ્ઞા? આજ્ઞા વિના આરાધના કરવા કેમ જવાય નહિ? ત્યારે

શ્રી દશવૈકાલિક સૂત્રમા વર્ણવે છે

કહ ચરે કહ ચિટ્ઠે, કહ આસ કહ સએ

કહ ભુંજતો ભાસતો, પાવકમ્મ ન બધઈ

કેવી રીતે ચાલવુ, કેવી રીતે રહેવુ, કેવી રીતે બોલવુ કેવી રીતે ખાવુ સૂવુ વગેરે દરેક પ્રવૃત્તિની અંદર ગુરુ

ગર્વ કર્યો ક્રોધના સ્વાગતમા મળે છે શુ ? અને આ બન્નેને પણ મળ્યુ શુ ?

**બધા દુશ્મનોને સમજાવવા સારા પણ ક્રોધને** સમજાવવો દુષ્કર ક્રોધનુ સ માન કરતા બીજાને તમાચો નાના દો પણ તેમ કરતા ક્રોધ જ તમને તમાચો મારે છે

**ક્રોધ આત્માનો કટ્ટર શત્રુ છે "Anger is bitter enemy of Soul"** (એગર ઇઝ બીટર એનીમી ઓફ સોલ) જ્યા ક્રોધ છે ત્યા પ્રીતિ નથી ત્યારે પ્રીતિનો વાસ કયા છે ? જ્યા સપ છે જ્યા શાતિ છે જ્યા સહનશક્તિ છે ત્યા પ્રીતિ ની નાક છે આપણા સ્નેહીઓ છે ત્યા તો આપણી પ્રીતિ છે જ પણ જેની સાથે પ્રેમ નથી તેની ઉપર પ્રીતિ કરવી જોઇએ શત્રુ ઉપર પણ પ્રીતિ કરવી જોઇએ, સ્નેહ કરવાથી શત્રુ વશ થાય છે ક્રોધની સામે સ્નેહ ઢાલ રૂપ છે **જે સહન કરે છે તે સહુને વ્હાલો બને છે**

આપણામા ક્રોધનો દુર્ગુણ અનાદિકાળથી એવો વસી ગયો છે કે તેના નિમિત્ત મળતા જ સતેજ બની જઇએ છીએ કોઈ સારૂ કહે તે ગમે, પણ ખોટુ કહે કે તુ થોરના ડાગ જેવો છે તો મગજનો પારો ખસી જાય છે અને બબડાટ ચાલવા માડે છે પણ ગુલાબના ફૂલ જેવો છે એમ કહે ત્યાર આનદ થાય છે

પણ હે આત્મન્ ! તારે ગુલાબના ફૂલ જેવું થવુ છે પણ તેનુ જીવન તે કદી વિચાર્યુ છે ? તેની ક્ષમા સમર્પણ અને સહન શક્તિ જીવનમા ઉતારતા શીખીશ તો સૌ કોઇ

પ્રેમથી સ્વીકારશે. ગુલાબને કોઈ મસ્તક પર રાખશે, કોઈ સૂંઘશે, કોઈ ભગવાનના ખોળામા રાખશે, કોઈ ભાવ કરશે તે કરમાઈ જશે ત્યારે તેને ફેંકી દેશે. ગુલાબને કોઈ કચરો નાખશે તો પણ તે સર્વને સુગંધ આપે છે ગુલાબ સર્જન કરે છે તેથી જ તે સૌને વ્હાલુ બન્યુ છે કચરનાર સામે ક્ષમા છે, કચરાઈ જવા સહનશક્તિ છે

આત્મભોગ આપીને જો માનવી આવા ગુણો કેળવે તો જરૂર તેનુ કલ્યાણ નજીક છે પણ આજે તો માનવી ગુલાબને ચ્હાય છે એટલો માનવીને તે ઇચ્છતો નથી કારણ ત્યા દ્વેષના ઝુંડ પડ્યા છે, ઈર્ષ્યાની જ્વાળા છે, સ્વાર્થના કુંડાળા છે અને તૃષ્ણાની આગ છે એકબીજાથી આગળ ધપવાની મરામરી ક હોડ છે જ્યા આવા દુર્ગુણો ભરાયા હોય ત્યા ગુણોનો પ્રકાશ ક્યાથી ?

ક્રોધને પચાવતા શીખો, ગમે તેવા નિર્માલ્ય વચન પી જતા કઠોર બનતા શીખો ક્રોધના ક્રોધને પુષ્પ જેવા હાસ્યથી વધાવી લ્યો તમને ક્રોધ આવે ત્યારે નમ્ર બની જાઓ કોઈના ક્રોધના ભોગ બની ગયા તો હૈયામા ક્ષમા ધારણ કરો

પેલા સાધુઓ ક્રોધને આમી ન શક્યા ક્રોધની કગાર બનતા કોઈ વિચાર પણ ન આવ્યો સાધુનુ વચન નિરવદ્ય પાપ વિનાનુ હોય પણ ક્રોધથી બને તપસ્વી મુનિઓ કટુ વચન બોલી ગયા? પંદર દિવસ ...દિવસ એકવાડો વ સા૦ પડ્યો મુશળધાર વરસાદથી શુ થાય? પરિણામ વિચાર્યુ

"તિલક કરતા ત્રેપન ગયા, જપમાળાના નાકા ગયા
સાસજી સાભળી ફૂટયા કાન, તો યે ન આવ્યુ બ્રહ્મજ્ઞાન."

**વીતરાગની વાણી સાભળતા છતા જ્યારે આત્માના દ્વારમા અજવાળા ન થાય તો પછી સમજવુ કે ઉદ્ધારની વાત હજુ કપરી છે** ઉન્નતની વાતો જીવન આગળ પડી છે

એ તો મમ જાય એટલે જીવનમા પ્રીતિના વ્હાણલા વાય પ્રીતિનો છોડ ઉગવાથી તેને સર્વ પ્રાણી આત્મવત્ જણાય છે આવી ભાવના આવતા જીવન નદનવન જેવુ બની જાય છે સસારમા રહેવા છતા જીવનને ઉપવન બનાવવુ તે પણ એક ભાગ્યની વાત છે

ઘરના ખૂણાની અદર અત્તરની શીશી પડેલી છે શીશી ઉપર બૂચ મારેલો છે ઘરના દરેક વ્યક્તિને ખબર હશે કે અમુક જગ્યાએ અત્તરની શીશી છે જ્યા સુધી બુચ બધ હોય ત્યા સુધી તે શીશી સુવાસ આપતી નથી જ્યા બુચ ખુલ્યો કે આખા ઘરમા સુવાસ સુવાસ આપણા જીવનમા કેટલુ અત્તર છે અને આપણા હૈયામા પણ

જૈન શાસનમા જન્મેલાના જીવનમા પ્રીતિ અને સદ્ ગુણનુ અત્તર ભરેલુ છે પણ એની ઉપર અહં, મમ અને સ્વાર્થના સીલ લગાવેલા છે એ સીલ તૂટે નહિ બુચ ઉઘડે નહિ ત્યા સુધી જીવન શીશીમાથી અત્તર નીકળે નહિ અને સુવાસની સૌરભ પ્રસરે નહિ

## ક્રોધને દૂર કરવા માટે ટ્રેનીંગ લેવી પડશે

ગમે તેના સમયે પણ ક્રોધને દૂર કરવા માટે આપણે કાંઈક ટ્રેનીંગ લેવી પડશે - આપણે સંસાર નંદનવન બનાવવો છે જીવનને સુવાસમય કરવું છે તો ક્રોધને દબાવીશું તો આપણી ઈચ્છા સાકાર બનશે.

ક્રોધ થવાથી આત્માની શક્તિ દૂર થાય લોહી બળી જાય, વિનય ગુણ પણ ચાલ્યો જાય શું બોલવું તે ભાન રહે નહિ. ક્રોધ આવે એટલે અનેક અવગુણ આવે છે.

"ક્રોધે ક્રોડ પૂરવ તણું સંયમ ફળ જાય
ક્રોધ સહિત તપ જે કરે તે તો લેખે ન થાય"

કડવા ફળ છે ક્રોધના

ક્રોધના પ્રભાવે કરોડો વર્ષથી આરાધેલું ચારિત્ર પણ ભસ્મીભૂત બની જાય છે જે ચારિત્ર મુક્તિ સુધી લઈ જાય છે જે તપ કર્મના જાળાને વિખેરી નાખે છે તે તપ અને ચારિત્ર ક્રોધના પ્રભાવથી દૂષિત થઈ જાય છે અને યથાર્થ ફળ આપી શકતા નથી વળી જે ક્રોધનો ભોગ બની અંતે પશ્ચાતાપ કરે છે ક્રોધનું નિમિત્ત બનનાર આત્મા સહન કરે છે તે બન્ને સુંદર પરિણામ પામી શકે છે

એક નાનું દૃષ્ટાન્ત તપાસીએ ચંડરુદ્રાચાર્ય ભગવંત આચાર્ય છે અનેક શિષ્યોનો પરિવાર છે આચાર્ય હોવાથી સમજે છે જ્ઞાની છે છતા ક્રોધ ઘણો જ છે ક્રોધને દાબવા છતા નાબૂદ થતો નથી કે ઓછા પણ થતો નથી આથી

આચાર્યશ્રી વિચારે છે કે મારા ક્રોધથી આટલા બધા શિષ્યોનુ જીવન બગડે તેના કરતા હુ એક શિષ્યને લઈને ઝુપડીમા રહુ તો વધુ સારૂ આમ નિર્ણય લઈને આચાર્યશ્રી એક શિષ્યની સાથે અલગે ઝુપડીમા જાય છે બીજા બધા શિષ્યો ઉપાશ્રયમા રહે છે, બીજી તરફ ગામમા એક સુવાનના લગ્ન થાય છે સુવાનના હાથેથી મીઢળ પણ છૂટ્યુ નથી અને એ સુવાન પોતાના મિત્રમડળ સાથે ઉપાશ્રયમા વદનાર્થે આવે છે ઉપાશ્રયમા જઈ મશ્કરીખોર સુવાનો કહે છે કે સાહેબ! આ અમારા નવપરિણીત મિત્રને દીક્ષા લેવી છે આપ દીક્ષા આપી દો શિષ્યો કહે કે સુવાનો ! મશ્કરી ન કરો દીક્ષા લેવી કાઇ સહેલ નથી પુનઃ સુવાનો કહે કે ના, ના, સાહેબ આને જરૂર દીક્ષા લેવી છે આપ આપી દો.

દીક્ષા લેવી હોય તો ચાલો અમારા ગુરૂદેવ ઝુપડીમા છે ત્યા ગુરૂદેવ જરૂર દીક્ષા આપશે. ગુરૂદેવ પાસે જઈ હજુ વદન પણ પૂરૂ કર્યું નથી ત્યા સુવાનો બોલ્યા કે "ગુરૂદેવ આને દીક્ષા આપી દો" "દીક્ષા જ લેવી છે ને! ચાલ આપી દઉ" આમ કહી ગુરૂદેવ પેલા સુવાનનુ મસ્તક મૂડી લઈને દીક્ષા આપી દે છે બધા સુવાનીઆ ગભરાઈને પોત પોતાના ઘરે ભાગી જાય છે

આ બાજુ જે સુવાને દીક્ષા લીધી તે વિચારે છે કે ભલે અનિચ્છાએ દીક્ષા લીધી છતા પાછી બાજી કાચ્ણ જૈનત્વના સસ્કાર એના જીવનમા વણાયેલા હતા એ જાણતો

કહેતા કે સયમ મુકિત કિનારે પહોંચાડે છે ત્યાગ અને નયમ એ તો જૈનત્વના મુખ્ય આદર્શ છે આમ વિચારી નવદીક્ષિત મુનિ આચાર્યશ્રીને કહે છે કે હે ગુરૂદેવ ! આ ગામમા રહીને મારા નિમિત્ત આપને ઘણો ક્લેશ થશે માટે આપણે આ ગામથી ચાલ્યા જઈએ. આચાર્યશ્રી કહે કે મારી અવસ્થા છે તેથી માગથી ચલાશે નહિ સાધુ કહે કે ગુરૂદેવ ! હું આપને ખભે ઉપાડીને લઈ જઈશ. આજની રાત્રિ પણ અહીંયા રહેવા આપને વિક્ષેપ થઈ પડશે. રાત્રિના સમયે શિષ્ય અને ગુરુ નીકળે છે તમને થશે કે રાત્રિના ટાઈમે સાધુથી ચલાય ? પણ અપવાદ માર્ગને કયારેક અપનાવવો પડે છે એટલે જ જૈનદર્શનમા સ્યાદ્વાદ સિદ્ધાંત બનાવેલો છે શિષ્ય અને ગુરુ જાય છે શિષ્યના ખભા ઉપર ગુરૂમહારાજ બેઠા છે ચાલતા ચાલતા રાત્રિના અધકારમા ઊંચો નીચો અવતડયો માર્ગ હોવાથી પગ લથડીયા ખાય છે તેથી ગુરૂમહારાજને ખમવના પડે છે એક વખત ઠેકરો આવે છે એટલે શિષ્ય પડી જાય છે અને ગુરૂ પણ પડી જાય છે ત્યા ગુરૂ મહારાજ પાસે ચેલો ખતરગ થતુ આવ્યો ગુરૂદેવ ક્રોધાવેશમા શિષ્યને દડો મારે છે ને શિષ્યના માથામાથી લોહીની ધારા નીકળે છે

શિષ્ય વિચારે છે કે મારે નીમિ ગુરૂદેવને કેટલી તકલીફ ! એક તો વૃધ્ધ અને રાત્રિના સમયે હેરાનગતિ લોહી નીકળના છતા એની એવના કર્યા વિના ગુરૂ મહારાજને સુખ થાય એ રીતે ચાલે છે ભાવનાની ભાવનામા કેટલો ફરક !

શિષ્યને ભાવના ભાવતા કેવળજ્ઞાન થયુ બાદ શિષ્ય સીધો ચાલે છે એટલે ગુરૂ કહે છે કે કેવો સીધો ચાલે છે! "ચૌદમુ રતન" મળ્યુ એટલે કેવો સડાસડ ચાલે છે? શિષ્યના અ તરમા તો જ્ઞાનના અજવાળા પથરાયા હતા એથી તેને રાત્રિનો અ ધકાર ચાલવામા વિઘ્નરૂપ કરતો નથી આચાર્યને જરા પણ દુ ખ ન થાય એ રીતે શિષ્ય ચાલ્યો જાય છે ગુરુ મહારાજને વહેમ આવે છે એટલે કહે છે કે અત્યા હવે કેમ સીધો ચાલે છે?

શિષ્ય આપની કૃપાથી

ગુરૂ શુ તને જ્ઞાન થયુ તે?

શિષ્ય આપની કૃપા

ગુરૂ પ્રતિપાતિ કે અપ્રતિપાતિ

શિષ્ય અપ્રતિપાતિ

ચ ડરુદ્રાચાર્ય વિચારે છે કે આજનો દીક્ષિત જ્ઞાન પામી ગયો અને હુ આટલા વર્ષના પર્યાયવાળો ક્રોધના આવેશમા કાઇ જ પામ્યો નહિ અને આ જ્ઞાનિની આશાતના કરવાવાળો થયો આમ ભાવના ભાવતા ભાવતા આચાર્ય પણ કેવળજ્ઞાન પામે છે

બ ને ગુરુશિષ્ય અન તજ્ઞાનના ભોક્તા બન્યા શિષ્યે સમતા રાખી ગુરૂને પોતાની ભૂલ જણાઇ ક્રોધની ભય કરતા જણાઈ ત્યારે એઓ જ્ઞાન પામી શક્યા આ માની સાચી શિક્ષા પામી ગયા

સાચી સિદ્ધિમાં બન્નેને કોઈ ને કોઈ પ્રયત્ન કરવો પડયો. પ્રયત્ન વિના સિદ્ધિ નથી.

આત્મકમાણી કરવા માટે જ આપણે અંતરાયભૂત એવા ક્રોધને દઢ કરતા શીખવાનું છે. ક્રોધ જીવનના મૂળ ગુણને ઢાંકી દે છે. ક્રોધ કરનાર પ્રત્યે સ્નેહ અને ક્ષમા રાખે તો ક્રોધ કરનારની જીવનમાં જુદી જ અસર થાય છે. ક્રોધ કર્યાની બેઈમાની તેને સમજાય.

મહંમદ પયગંબર જેવાના જીવનમાં પણ એવો જ અનુભવ જોવા મળે છે. મહંમદ પયગંબર, ઠેકઠેકાણે જનતાને ઉપદેશ આપવા જાય છે. મહંમદ પયગંબરનું નામ ગામમાં એક નારીને જરાપણ ગમતું નથી. તે સ્ત્રીના અંતરની ગાંઠ રીસ ઘણી વિશાળ બનતા આવા તુચ્છ કાર્ય પ્રતિ દોરાય છે. આ સ્ત્રી મહંમદ પયગંબર ઉપદેશ આપવા માટે દરરોજ એના ઘર આગળથી જ્યારે પસાર થાય છે ત્યારે ઘરનો કચરો કાઢીને રોજ ઉપરથી તેમના માથા ઉપર નાખે છે. પયગંબર સાહેબના માથા ઉપર અને શરીર ઉપર દર રોજ કચરાનો વરસાદ જોઈ પયગંબર તો બોલતા નથી પણ શિષ્યોને સહન થતું નથી તેથી પયગંબર સાહેબને પૂછે છે કે આપના ઉપર રોજ આ સ્ત્રી કચરો કેમ નાખે છે? પયગંબર કહે છે કે આ નારી સ્વાગત અને સન્માન કરે છે. આમ પેલી સ્ત્રી રોજ આદત મુજબ અને ઘૃણાથી પયગંબર ઉપર કચરો નાખે છે. પણ પયગંબરના હૈયામાં

જરા પણ ગુસ્સો અને ક્રોધ આવતો નથી એક દિવસ પેલી સ્ત્રીની તબીયત નરમ થવાથી કચરો નાખવા જતી નથી તે દિવસે પયગબર પસાર થઇ ગયા પણ કચરો પડયો નહિ આથી તેઓને આખા રસ્તે જતા જતા વારવાર વિચાર આવે છે ઉપદેશ દઈને પ્રતિનિવર્તન થતા પયગબર સાહેબ કહે છે કે આજે ત્યા બેન સ્વાગત કરવા કેમ ન આવી ચાલો આપણે આજે એના ઘેર જઈએ એમ કહીને શિષ્યોની સાથે પયગબર એ સ્ત્રીના ઘેર ઉપર મેડા પર જાય છે ઉપર જઈને પયગબર કહે છે કે બેન! આજે તુ કેમ મારૂ સ્વાગત કરવા આવી નહિ? પેલી સ્ત્રી એકદમ ઢઘાઈ ગઈ આખમાથી આસુ પડવા લાગ્યાં તબીયત નરમ હોવાને કારણે ઊભા થવાતુ નથી તો પણ પરાણે તે ઊભી થઇને પયગબરના ચરણમા નમી પડે છે અને માફી માગે છે

પયગબરે ક્રોધ ન કર્યો. ઘૃણા કરતી નારી પ્રતિ ક્ષમા ધારણ કરીને પ્રીતિ વરસાવી તેથી તેણીને પોતાની ભૂલ સમજાઈ ગઈ

## સહનશીલતાના ગુણની અસર

સત તુકારામ બજારમાથી શેરડીના નાડા લઈને ઘેર આવતા રસ્તામા બાળકો મળે છે તુકારામ બધા બાળકોને એક એક શેરડી આપે છે આપતા આપતા એક શેરડી બચી તે લઈને પોતાને ઘેર જાય છે ઘેર ગયા પછી હાથમા એક જ શેરડી જોઈને એમની પત્નીના મગજનો

પારો ખસી ગયો બનેલો રોટલીનો સાટો પત્નીએ હાથમા લઈને તુકારામના વાસામા માર્યો રોટલીના સાટાના બે કટકા થઈ ગયા પત્નીનો ક્રોધ ચાલુ જ છે તુકારામ હસતા હસતા કહે છે કે રોટલો એક હતી પણ તે મને માર્યું એટલે બે થઈ ગઈ એક તારી અને એક મારી...

આ સાંભળતા જ તુકારામની પત્ની ચૂપ બની જાય છે એનો ક્રોધ ઓગળી જાય છે પોતાના પતિ પ્રતિ કરેલા અનુચિત વર્તન માટે આંસુ વહેવડાવે છે સહન શીલતાના ગુણથી અન્યના હૈયામા પેરી અમર થાય છે

## જે નમ્યો તે સૌને ગમ્યો..

આપણે સંસારમા પ્રત્યક્ષ જ જોઈએ છીએ કે ક્રોધની પરંપરા કેવી વધે છે એક માણસ એક શબ્દ કહે ત્યા બીજો બે અને ચાર બોલે છે આમ કરવાથી લડાઈ ટટાનો અંત આવતો નથી પણ વેર વધે છે અને પ્રીતિ ઘટે છે ક્રોધ કલેશ કકાસથી ઘરની લક્ષ્મી અને મોટાઈ ઘટે છે એટલુ જ નહિ પણ કુટુબ પરિવાર પણ નાશ પામે છે કલેશી સંસારમા ક્યાય સુખ લાગતુ નથી. જીવનમા આગ અને બળતરા જ જલે છે

જે નમ્યો તે સૌને ગમ્યો ક્રોધને દૂર કરવા નમ્ર બનવુ જોઈએ સમતા અને સહન શકિત કેળવવી જોઈએ તેમ ન થાય તો મૌન રહેવુ જોઈએ. પરાર્થ, સપ અને પ્રીતિના ઊંડા મૂળ નાખવા જોઈએ. સ્વાર્થ અહં, મમ દૂર કરવા જોઈએ

આરંભ કરશો તો જીવન સુંદર બની શકશે ક્રોધના ભોગ બનતા અનેકોને દુર્ગતિ અને નરકગતિના દુખા ગારમા જવુ પડયુ ભવભ્રમણમા રઝળપાટ કરવો પડયો તેમ ક્રોધ કરવાથી આપણે પણ દુખાગાર અને રઝળપાટમા રહી જશુ માટે સૌએ ક્રોધથી દૂર રહેવા પ્રયત્નવંત બનવું

ક્રોધને દૂર કરવો એ આત્માની ઉજ્જવળતાનુ પ્રતીક છે ક્રોધ જતા આત્માને સમતાધનનુ દર્શન થાય છે ધર્મનુ આરાધન સુંદર રીતે કરી શકાય છે સસારનુ રહસ્ય સમજી શકાય છે સત્યને ઓળખી શકાય છે

આત્માની પ્રવૃત્તિ ક્રોધ ને દૂર કરવાની હોય તો તે ઉત્તરોત્તર પુણ્યાનુબંધી પુણ્ય પ્રાપ્ત કરી સ્વપર કલ્યાણ કરતા આત્મહિત નજીકમા સાધે છે



# સંસારની અસારતા

નનાન્મિ અસારે, નત્થિ સુહં વાહિ વેઅણા પઉરે,
જાણતો ઈહ જીવો, ન કુણઈ જિણદેસિય ધમ્મ

અનંતઉપકારી શાસનપતિ ચરમતીર્થપતિ મહાવીર પ્રભુ વસુંધરા ઉપર વિચરતા વિચરતા આત્માના ઉધ્ધાર માટે ઉત્થાન માટે અનેક વખત વર્ણવી ગયા કે આ સંસાર અસાર છે

તમને પૂછવામાં આવે કે સંસાર કેવો છે? તમે કહેશો કે સાહેબ! ખારો પણ સાચે જ ખારો લાગે છે? ના... ઉપરથી ખારો પણ હૈયામાં તો સાકર જેવો ગળ્યો લાગે છે મીઠા જેવો ખારો લાગતો નથી

ઘરબાર માલ મિલ્કત કુટુંબકબીલાનો ત્યાગ કરી સાધુવેશ ધારણ કરે તેને જ સંસાર ખારો લાગે? જો સાર કાઢતા આવડતો હોય તો આ અસાર સંસારમાંથી આત્મા સાર કાઢી શકે છે છાશનું વલોણું કરતા કરતા બાઈ છાશ વલોવે અને માખણ કાઢી લે છે માખણ કાઢતા ન આવડે તો બાઈ ફુવડ ગણાય.

આ નસાર અસાર, ખારો દાવાનલ જેવો છે સસાર દાવાનળથી બચવા માટે, એની ભયકરતાથી મુક્ત થાવ મુક્ત થવા માટે જ્ઞાની ભગવતોએ અચિત્ય માર્ગને નિર્દેશિત કર્યો છ આત્માના ઉત્થાન માટે ભવભ્રમણ દૂર કરવા માટે જિનાજ્ઞા સારભુત છે વળી ચારિત્રનો અમોઘ પથ અને કયારે મળે તેનુ સતત ચિતન મનન અને પરિશીલન કરી ઓતપ્રોત બનવુ જોઈએ. સસારની અદ થી નાર કાઢતા શીખવુ જોઇએ આવા શિક્ષણની પણ નસારમા વિશેષ પ્રકારે આવશ્યકતા છ જ્ઞાની ભગવતો જણાવે છે કે જે જે મહાન વિભૂતિઓ થયા તે આપણા માર્ગદર્શન અને પ્રેરણા માટે થઈ ગયા ત આત્માઓ નસારમાથી જ માર કાઢીને આદર્શરૂપ બની ગયા છે મનાનના તમામ વ્યવહારમા ખાવાપીવામા, પહેરવા ઓઢવામા પણ સારાસાર મેળવી શકાય લોટ ઘઉનો જ છે છતા ગૃહિણીને એ લોટમાથી બનાવતા આવડે તો વિધ વિધ વાનગી બનાવી શકે છ જેમ કે લોટમાથી રાબડી બને, પુરી બને, ભાખરી બને, શીરો બને અને ઘેબર પણ બની શકે છે બનાવતા આવડે તે જ બનાવી શકે છે ન બનાવતા આવડે તો રોટલી ચૂલામા નાખી દે અને તે જ રોટલી ચુલો ખાઈ જાય

આવી આવી પ્રવૃત્તિઓમા કલાકોના કલાકો અને દિવસોના દિવસો પસાર થઈ ગયા જ્ઞાનીઓ કહે છે કે સારા ચે દિવસમા તમે શુ સાર કાઢ્યો છો? લક્ષ્મી મેળવવામા—હાઉ હાઉની હાયવરાળમા સવારથી રાત સુધી રચ્યા

પચ્યા રહો છો નથી ભૂખ લાગતી નથી તૃષા લાગતી. બસ એક જ ધૂન મચાવી રહ્યા છો લક્ષ્મીની પાછળ ફનાં થાવ છો એમાં આત્માનો શું સાર કાઢયો ?

"દુકાન ખોલવાનો ટાઈમ ૬ ને બદલે ૭ાા થઈ જાય તો આકુળવ્યાકુળ બની જાવ માથું ફરી જાય, ધર્મમાં પણ ધર્મપત્નીની બાળબચ્ચા ઉપર ગરમ થઈ જાવ પણ મહાનપુણ્યના ઉદયથી ગામમાં મુનિભગવંતનું આગમન થાય; જિનવાણી સાંભળવાનો ટાઈમ ૯નો હોય અને ૯ ને બદલે વ્યાખ્યાનમાં જતા ૮ાા થઈ જાય તો કેટલા આકુળ વિકુળ બનો? તેવી રીતે અહીં સાંભળવાની પણ ચૂકી જાય તો આખા દિવસનો જે સાર કાઢવાનો તે સાર કાઢી શકે નહિ.

રેલ્વેનો ટાઈમ ચૂકી જાવ તો ગાડી ઉપડી જતી નથી? પછી ભલે ટીકીટ કઢાવેલી હોય કે રીઝર્વ કરાવેલી હોય તો પણ નકામી જાય અને આપણે અહીંયા તો ૧૨ નો ટાઈમ હોય ને ૧૨ાા થાય તો જિનવાણીની ગાડી ઉપડી જતી નથી. એથી દયામાં શાંતિ હોય, ઉચાટ ન હોય, મ્હાલતા મ્હાલતા વાતો કરતા કરતા આવીએ અને બેની જઈએ જેટલું સાંભળ્યું એટલું ઠીક, ન સાંભળ્યું અને ચાલ્યું ગયું તેનો હૈયે અફસોસ ખરો? બીજે દિવસે ચૂકી ન જવાય તેની કાળજી ખરી?

હાથમાં દોરો આવ્યા પછી એને જેમ ઉઠાળો તેમ ઉઠે છે સંસાર અને તેમાં ય મનુષ્યભવ દશ દ્રષ્ટાંતે દોહિલો

એવો 'મનુષ્યભવ' સંકિતનો સ સાર હાથમા આવ્યા પછી દડાની જેમ મનુષ્યભવ જેવી રીતે ઉછળીએ તેમ ઉછળે. ઊંચે નીચે કરણીરૂપી હવા અદર ભરાય એટલે તે પ્રમાણે ઉછળે એથી, ભગવાન મહાવીર પરમાત્માએ ગૌતમસ્વામિને કહ્યુ કે ગોયમ ! એક ક્ષણનો પણ પ્રમાદ ન કર

શુ ગૌતમસ્વામિ ભગવત પ્રમાદ કરતા હતા ? સભા – ના

ત્યારે આપણે પ્રમાદની શીશી માપીએ તો અમાપ પ્રમાદ આજે દાખલ થઈ ગયો છે ચર્મચક્ષુથી તો ગણત્રી જ ન થાય પ્રમાદ તો શુ, પણ આજકાલ સમયની કિંમત "Time is money" "ટાઇમ ઈઝ મની" એટલી બધી વધી ગઈ છે કે દરેક ભાઈઓના હાથમા ઘડિયાળ ન હોય એવુ બહુ જ ઓછુ જેવામા આવે છે સોએ પચોતેર ટકા જનતા ઘડિયાળ "રીસ્ટવોચ" (કાંડાનુ ઘડીયાળ) પહેરતી થઈ ગઈ છે Time to Time ટાઈમ ટુ ટાઈમ કામ કરનાર પણ ઘણા ભાગ્યશાળીઓ હોય કે જે અથાગ પરિશ્રમ કરવા વડે કાર્યમા રક્ત રહે છે તેઓને પૂછવામા આવે કે ભાઈ ! તારા જીવનમા સમયની કિંમત કેટલી ? સભામાથી સમયની નહિ પણ ફેશનની

સાચુ કહ્યુ ભાઈ તમે સમયની નહિ પણ ફેશનની કિંમતમા મરનારં વ્યક્તિને સમયની મહત્તાની કિંમત નથી પણ જ્યારે ફેશન જીવનને ખાખ બનાવી રાખ બનાવશે ત્યાર તેને સમયની સાચી મહત્તાની કિંમત સમજાશે ફેશન

વધી એટલે દરેકના હાથમાં ઘડીયાળ આવી પણ પ્રમાદની લિમિટ ન આવી. ફેશનનો રંગ વધતો ગયો. રાગ જોડાયો અને મોહ આવીને ઘર કરી ગયો.

આવી દુનિયાની અંદર મોહનીય કર્મમાં મુંઝાયેલા આત્માને છુટવું હોય તો પણ કયાથી છુટી શકે? આ સંસારને ઠોકર મારીને નીકળી જાઉં એમ વિચાર કર્યાં કરે પણ વિચાર એ વિચાર રૂપ જ ત્યાંથી રહે અમલી ન બને તો કયાથી નીકળી શકે?

ઉંઘ ન આવે ને ઘનની પડીકી લીધી હોય તો તે માનવીને ભાન રહેતું નથી તેવી રીતે સંસારની અંદર મોહની પડીકીયો ગ્રસ્ત થયેલા આત્માને સારામારનું ભાન રહેતું નથી

**મોહનીય કર્મની સાંકળનો એક અંકોડો તોડીએ અને બીજા અંકોડામાં જકડાયા વિના ન રહેવાય**

તે સાંકળમાંથી છુટવા વિચાર કરીએ તો પણ છુટી શકાય નહિ જ્યાં સુધી ઉદ્યમ પ્રારબ્ધ અને પુરૂષાર્થ કરીએ નહિ ત્યાં સુધી આત્માની ઉન્નતિ થતી નથી.

પૃથ્વીભૂષણ નગરમાં કનકધ્વજ નામે રાજા, તેને યશોમતી નામે રાણી હતી રાજાને એકની એક સુનંદા નામે કુંવરી હતી રાજમહેલની અંદર રાજકુમારીને કોઈ જાતનો અવરોધ નથી સ્વેચ્છાએ હરવું ફરવું અને સુખમાં મસ્ત રહેવું એક દિવસ તેણી ઝરૂખામાં બેઠી બેઠી સૃષ્ટિ સૌન્દર્યને

નિહાળે છ નિહાળતાં નિહાળતાં અચાનક દૃષ્ટિ સામેના ઘર પર પડી. તે ઘરમા પતિ તેની પત્નીને માર માર છે આ બીના તમે જ્યારે સાભળશો ત્યારે તમોને ક્ષણ નવાઇ લાગશે કે સમારમા જેના વિના કેટનાક પ્રયત્ન કરી કરીને જીવનનુ એક અગ તરીકે બનાવી મળ્યા બા તેના પ્રતિ આ રીત તિરસ્કાર ઘણુ અમભ્યતાભરેલુ વર્તન હોઈ શકે?

પતિ જ્યારે પત્નીને નિર્દય બની નિષ્ઠુર બની મારી રહ્યો છે ત્યારે તેની નિર્દયતા નિષ્ઠુ તા સુન । જોઈ શકતી નથી પુરૂષોની આ રીતની વિચિત્રતા જોઈ સુનદા વિચારે છે કે મસારની અદર પુરુષ સ્ત્રી સાથે અને સ્ત્રી પુરુષ સાથે મબધ બાધે છે પણ જ્યા સુધી સ્વાર્થ અને ગ જ હોય યા હૈયામા રહેતી વિલાસની અનૂસતા હોય ત્યા સુધી પ્રેમ અને મબધ પછી એ મબધ મમત્વ વિનાના અને શુદ્ધ સ્નેહસન્તિાના બધરૂપ બનતા અનિષ્ટ પરિણામ ઉપજાવે છે આથી મારે પણ મારા જીવનમા કરી પુરુષનો મગ કરવો નહિ એમ રાજકુવરી મનમા નિર્ણય કરે છે

આમ ને આમ કેટલોક સમય પસાર થતા પોતાના મહેલમા કુવરી પોતાની સખીઓ સાથે ઝરૂખામા બેઠી છે સામેના આવાસમા એક ધનાઢય પોતાની પત્ની સાથે આનદ વિનાસ અને મમતાના હિંડોળે ઝુલતો, સ્નેહ વારિના અમીરસ સીચતો હતા

' સમાગમ વડે માનવી પોતાનું જીવન ઘડનર જેજ પ્રમરતુ ઘડવુ હોય તેવા પ્રકારનુ ઘડી શકે છે તમને

સત્સમાગમ થાય તો ઘડીભર સંસારને ભુલી જાવ છો ને? દીક્ષાનુ મન પણ થઈ જાય છે ને! સ્મશાનમા જાવ તેઓ ટાઈમ વૈરાગ્યવાસિત બની જાવ પાછા ઘેર આવો એટલે ત્યા ને ત્યા જ ઠેરના ઠેર

આવુ જ સુનંદાનુ પણ થાય છે પતિ પત્નીને મારી રહ્યો એ દૃશ્ય જોતા પુરુષદ્વેષીણી બનવા મક્કમ થાય છે અને બીજા દૃશ્ય ઉપર નજર પડતા સાર્થવાહ તેની પત્નીને મમતાથી સીંચી રહ્યો છે ત્યારે પહેલાનો મક્કમ વિચાર ઢીલો પડે છે સંસારમા શુષ્ક જીવન જીવવા જેવું નથી તેનુ જીવન ખીલવવા એક સાથીની જરૂર છે એમ કલ્પના કરતી સુનંદા ઝરૂખા બહાર નજર કરે છે ત્યા જ ગુલાબી દેહથી કાંતિવાળો, યૌવનના રૂપ મદમસ્ત એવો નગરશેઠનો સુપુત્ર રૂપસેનને માર્ગેથી પસાર થતા જોયો રૂપસેનની તીક્ષ્ણ દષ્ટિ સુનંદા ઉપર પડી. રૂપસેન અને સુનંદા સામસામુ જુવે છે ઇંગિતાકારે બંને મનની વાત કરે છે કાગળ મોકલે છે મૌનની પરિભાષાથી પ્રેમની જ્યોત પ્રગટાની જીવનને જલાવી રહી. મિલનની ઘડીની પ્રતીક્ષામા અને વિલાસના સ્વપ્નામા ઉભય ઝુરવા લાગ્યા નયને નયનો મળતા મોહના જાદુઈ ઘેન ભરાયા. રજનીએ એકત્ર થવાનો કરાર કર્યો.

ઘનઘોર શ્યામલ રાતડી ચોતરફ વ્યાપી રહી છે રાજમહેલમા પણ દીપકો બુઝાઈ ગયા છે આ બાજુ એક ચોર રાજમહેલમા ચોરી કરવા આવ્યો પાછલે બારણેથી સુનંદાના શયનખંડમા આવી ચડે છે શ્યામલતામા સુનંદા

ચોરને ઓળખી શકતી નથી ચોર ઉપર આવે છે ખડનો દીપક કુવરી બુઝવી દે છે રૂપનેન માની બેઠેલી સુનદા ચોરની સાથે આનદ અને વિલાસમા નિમગ્ન બની વિષય સુખ ભોગવે છે

બીજી બાજુ સાચા રૂપસેનનુ શુ થાય છે? તે તો ઘેરથી સુનદાના વિચારમા નીકળીને મહેલ તરફ પગલા ભરે છે જ્ઞાનીઓ કહે છે કે જેવી પરિણુતિ હોય તેવી જ ગતિ થાય છે રૂપસેન વિચારમા આગળ વધે છે અન્ય વિચારોને સ્થાન આપતો નથી પણુ જે પ્રેમદારા આજે જીવનના સોનવ સ્વપ્નાને પૂર્ણુ કરવાનો છે, આશાના મીનારા ચણી ચણી કરેલી જહેમતનુ ફળ મેળવવાનો છે તે વિચારો રૂપસેનને કયા લઇ ગયા? સુનદાના મહેલ તરફ જતા માર્ગમા ખડીયેર ઘર આગળ રૂપસેન આવે છે રૂપસેનનુ આવવુ ને ઘરનુ પડવુ રૂપસેનની ઉપર ઘર પડે છે બિચારો આશાવાદી રૂપનેન ત્યા ને ત્યા જ યમને શરણુ થઈ જાય છે

જુઓ વિષયનો મોહ વિષયો પણુ ભૂરા છે જે ભવ ભવ ભગાડે છે

વિચારવાનુ કે મોહ કયા પટકાવે છે મોહ માનવીને કયા લઇ જાય છે? મોહનીયના બધન પાશથી જકડાયેલા આત્માનુ શુ થાય છે?

મોહના બધનમા રૂપસેનનો જીવ સુનદાની કુક્ષીમા ઉત્પન્ન થાય છે રાજમહેલમા જાણુ ન થઈ જાય તે માટે

સુનદા ગર્ભપાત કરાવે છે રૂપસેનનો જીવ ત્યાથી મર્પ થાય છે

રાજા સુનદાની યોગ્ય વય જાણીને પૃથ્વીવન્સ રાજાની સાથે પરણાવે છે એકની એક લાડીલીને સારા દાયજો આપી શ્વસુરગૃહે વળાવે છે

સુનદા સાથે રાજા ક્રીડા કરવા ઉદ્યાનમા જાય છે દ પતિયુગલ મોજમજા માણે છે ત્યા એકાએક પેલો સર્પ આવી સુનદાને જોઇ મોહિત થઇ તેણીની પાછળ પડયે સુનદા એકદમ ગભરાઈ ગઈ અને પૂર્વ ભવનો સબધ છે ગમે તેમ તો યે સર્પનુ નામ સાભળતા જ બીક લાગે

સુનદા ભયભીત બની ગઈ મોહથી પ્રેરિત બનેલો સર્પ સુનદાની પાછળ પડે છે ક્રોધાવેશમા રાજા સર્પને મારી નાખે છે

સુનદાનો એક ભવ ત્યારે રૂપસેનના કેટલા ભવ ! રૂપસેનના ત્રણ ત્રણ ભવ થયા ને હજુ યે કેટલા ભવ થશે !

આ સાભળતા આપણા મનમા અરેરાટી થાય પણ સાંભળ્યા બાદ સસારમા જોડાવનારી એક એક કાર્યવાહીમા અલિપ્ત ભાવ પેદા થાય તો જ સસારના દુખોથી વિરામ પમાય

રૂપસેનનો જીવ સર્પ થઈ ત્યાથી મરીને ચોથા ભવમા તે જ નગરના ઉદ્યાનમા કાગડાપણે ઉત્પન્ન થયો રાજા અને રાણી બને દ પતિયુગલ તે જ ઉદ્યાનની શોભા નિહા

જના હતા સગીતકારોએ નગીતના સૂરો છેડયા રાજા રાણી સગીતમા એવા બધા લીન બની ગયા કે આગળ પાછળનુ સર્વ ભૂલી ગયા છે પાતે કોણ છે તેનો પણ ખ્યાલ નથી આવા સમયે સગીતમા જો ભગ પડે તો પારો ચડી જાય

સત્તાવાન આત્મા ધારે ત કરી શકે છે પરિણામનો વિચાર કરતા નથી,

માનવીની એક ભૂલ કેવી રખડાવે છે તેનુ તેને ભાન નથી હજુ રૂપસેને કાર્ય કર્યુ નથી કાર્ય કરવાના વિચારો ચાલુ હતા એ ચાલુ વિચારોમા ઘર પડ્યુ તે દબાઈ ગયો અને પ્રાણ ઉડી ગયો એને કેટલા ભવ સુધી રખડવુ પડે છે? દુનિયામા રાગ શુ નથી કરતો? રાગ કરતા દ્વેષ સારો રાગ ભૂડો છે રાગ ફૂકી ફૂકીને કરડે છે રાણી સુનદાની આસપાસ કાગડો ભમે છે અત્યત મોહવશ બનીને એકદમ ઊચે સ્વરથી અવાજ કર છે

બસ સગીતના રગમા ભગ પડયો નેવકોના ઉડા ડવા છતા કાગડો ઉડયો નહિ છેવટે તેના પ્રણોનુ હરણ કરવામા આવતા કાગડાનો જીવ ત્યાથી મરીને તે જ નગ રમા હસપણે ઉત્પન્ન થયો

ગ્રીષ્મઋતુના પરિતાપથી કટાળેલા રાજા રાણી વૃક્ષની છાયડીમા શીતળ ભૂમિ ઉપર આરામ કરી રહ્યા હતા મધુર સ્વરે ગીતગાન ચાલતા હતા

પેલો હસ ઉડતો ઉડતો તે જ વૃક્ષ ઉપર આવી બેઠો સુનદા પરના મોહથી તેની સામે જોઈ મીઠા અવાજ કરવા

લાગ્યો તે સમયે બીજો એક કાગડો હંમની જોડે આવીને બેઠો કાગડાએ રાજાના વસ્ત્રો ઉપર વીટ કરી રાજાએ કોપાયમાન થઈ બંદુકની ગોળી છોડી ચતુર કાગડો થે યો ત્યાંથી ઉડી ગયો ગોળીનો ભોગ હંસ થયો મૃત્યુને આધીન થયો

કાગડાનો સ્વભાવ લુચ્ચો હોય છે અન્યને ભલે નુક શાન થાય પણ પોતે બચી જાય છે

જગતની અંદર કેટલાક આત્માઓ એવા હોય છે કે તેઓની પ્રકૃતિ અન્યને સ્ખલના કરનારી હોય છે વિચાર, વાણી અને વર્તન દુઃખદાયી નીવડે છે સમાજમાં, ખાસ નમાં કે સંઘમાં કોઈ વ્યક્તિ કાઇ પણ કાર્યનો આરંભ કરે કે તેમાં તરત જ પથરો નાખે છે પોતે કરે નહિ, કરવા દે નહિ અને કરનાર કરતુ હોય તો ખીચડીની માફક ખદબદ થયા વિના રહે નહિ તેવા આત્માને કરણ-કરાવણ ને અનુ મોદનના સરખા ફળનો કયા ખ્યાલ હોય છે!

જેનામાં કર્કશતા હોય તે કોઈને પણ પ્રિય થતો નથી પ્રિય બનવા માટે કર્કશતા ત્યજવી જોઇએ નહિતર આપણી અવદશા થયા વિના રહેતી નથી

જુઓ કોયલ અને કાગડો બને કાળા છતા તફાવત કેટલો? વસંતઋતુ આવે ને કોયલ ને કાગડાનો ભેદ સમજાય કોયલનો સૂર મીઠો મધુરો ને કાગડાનો બેસૂરો કોયલનો સ્વભાવ પરોપકારનો ને કાગડાનો ઠગવાનો છે તમારો સ્વ-ભાવ કેવો બનાવશો?

નવી વહુ આવીને અમને કહે કે મહારાજ! ઘરડે ઘડપણે પણ સાસુનો સ્વભાવ કેવો છે? દરેક કાર્યની અંદર કચકચ કરવાની ટેવ છે એના કરતા ખૂણામા બેસી બે ટંક ખાઇ લે તો સારુ સાસુ બનવાના કોડ તો જાગે પણ સાસુ બનતા પહેલા જો વહુની આગળ હુ રોજ કચકચ કરીશ તો હું ગમીશ નહિ અરૂચિભાવ જાગૃત થશે

એક ડોશીમા મારી પાસે આવ્યા પુરા ૭૦ વર્ષના થોડી આડી અવળી વાતો કરી પછી મને કહે કે મહારાજ! કળજુગ આવ્યો છે કજાજુગ! મે કહ્યુ ડોશીમા! તમને જોવાને વહેલો આવ્યો ત્યારે કહે ડોશી હા સાહેબ! આ કળ જુગમા જે નમે તે સૌને ગમે મે કહ્યુ તમારી વાત સાચી છે

કેરી જેવી વસ્તુ પણ નમે છ તો જ સૌને ગમે છે ને! કેરી નમતી ન હોય તેનામા નમવાનો ગુણ ન હોત તો ત કોઇને ગમત નહિ નમી નમીને નમ્રતાની મીઠાશ તેનામા ભરી દીધી પછી એ મીઠાશ દ્વારા જ્યા જાય ત્યા એને સૌ બોલાવે એને દૂરથી જોઇ આનંદ આનંદ પામી જાય મોમા પાણી છૂટી જાય નમ્રતા શુ ન કરાવે?

તે સાસુ વિચારે કે મારે મારો સ્વભાવ બદલી કોયલ જેવો બનાવી દેવો જોઇએ અહીં બેઠેલામાથી કેટલી સાસુઓ કોયલ જેવી બની છે!

પછી જુઓ વહુનો સ્વભાવ અને તમારો..

આ રીતે માનવી પણ નમતા શીખી જાય તો મૃત્યુ

લોક ઉપર સ્વર્ગ ઉતરી જાય

પેલો હંસ કાગડાની ચાલબાજીથી ઠગાયો ને ઝાડ ઉપરથી નીચે પડી તરફડીયા ખાઈને મૃત્યુ પામી હરણ રૂપે ઉત્પન્ન થાય છે

આ બાજુ રાણી સુનંદા સાથે રાજા શિકારે જાય છે રાજાને મગયાનો ઘણો શોખ છે જંગલમા હરણોના ટોળાં જુવે છે તેમા એક હરણ રૂપસેનનો જીવ છે રાજાએ સેવકો દ્વારા ગાનતાન કરાવી હરણોના ટોળાને એકત્ર કર્યું મગલાઓને સંગીત અતિ પ્રિય હોય છે સંગીતમા એકતાન બની આસ પાસના તમામ ભય-ભીતિને વિસરી જાય છે ગાન તાન બંધ થતા હરણીયાઓ નાસી ગયા ફક્ત એક હરણીયુ સુનંદાના મોહવશ ત્યા ને ત્યા જ સ્થિર રહ્યુ હષ્ટ પુષ્ટ યુવાન હરણને રાજાએ પોતાના કળા કૌશલ્યથી વીંધી નાખ્યુ નિર્દોષ હરણીયુ પ્રાણ રહિત થવાથી ત્યાથી વિંધ્યાચિમા કોઈ હાથણીની કુક્ષીએ હાથી પણે ઉત્પન્ન થયો

તે હરણનુ માસ રંધાવી રાજારાણી ટેસ્ટથી આરોગી રહ્યા છે લહેજત ઉડાવે છે વારંવાર માસની પ્રશસ્તિ કરી કરીને આસ્વાદન લે છે એવામા ભાગ્યયોગે બે મુનિ ભગવતો ત્યા આવી ચડયા આવા પ્રકારનુ અનુચિત દ્રશ્ય જોઈ તેમાના એક ચતુર્જ્ઞાની મુનિવર ઉપયોગ મૂકી, સુનંદા અને રૂપસેનની જીવનની ઘટનાને જોઈ બીજા મુનિને કહ્યુ, ભાગ્યવત ! સંસારની વિચિત્રતા તો જુઓ નિરર્થક કરેલા કર્મનુ ફળ પણ ભોગવ્યે જ છૂટકો સંસારમા અણ-કલ્પિત

વસ્તુ પણ બને છે કેવળ મનના વિચારો અને કલ્પના માનથી કરેલ કર્મના કારણે સસારમા ભવોભવ રખડવુ પડે છે કર્મના નિર્જરાન કરી હોય તો તે કર્મો અવશ્ય ઉદયમા આવે છે આમ સસારનો અસારતા વર્ણવી માયાવી બધ નોને ધિક્કાર આપતા માથુ ધુણાવી બને મુનિ આગળ પધાર્યા

એકાએક રાજા નાણું બનેની દષ્ટિ ગઈ વિનયપૂર્વક ઉભા થઇ યોગ્ય સન્માન જાળવી નમ્રતા પૂર્વક પૂછયુ હે કૃપાળુ! અમને માસ ભક્ષણ કરતા જોઇ આપને શુ વિચાર આવ્યો? માસાહાર તો અમારો કુળક્રમ છે આપની વિસ્મયતાનુ કારણ યોગ્ય લાગે તો જણાવો

મુનિ મહારાજે પણ લાભાલાભના દષ્ટિ વિચારી અથથી ઇતિ સુનદા રૂપસેનનો વ્યતિરેક સભળાવ્યો વળી તમે જે માસ આરોગી રસનાને પોષી રહ્યા છો તે માસ રૂપસેનના જીવ હેરણનુ જ છે

તારી પાછળ તારા રાગ પાછળ પાગલ બનેલો રૂપસેન પાચ ભવ સુધી રખડયો રાગની માત્રા આ માને રૂવાવે છે સસારમા ભમાવે છે રાગ બૂરો છે માનવાના હાવભાવ કરે છે રાગનો અશ જેના હૈયામા પડે છે તેને આ રીતે સસારમા ભટકવુ પડે છે

સમારના મોહમા ઘેરાયેલા આત્માની સજાગ દશા આવતી નથી ત્યા સુધી, સમારની ભીતરમા રચાતા કાર્યોની જાગૃતિ થતી ન　　　ી પડીકીથી ભૂલેવાનેભાન　　કાઈ,

અબરે

આ સાંભળી સુનંદાએ ગુરુ મહારાજને પૂછ્યું કે હે ભગવંત! તે રૂપસેનનો જીવ મને ક્યાં અને ક્યારે મળશે? તેનો ઉદ્ધાર ક્યારે અને કોનાથી થશે?

હે ભદ્રે! જ્યારે તું સંસારનો ત્યાગ કરી સાધ્વીપણાની અંદર ગામાનુગામ વિચરતા એક ગામની અંદર મદોન્મત્ત હાથી તને જોશે જેનાની સાથે શાંત થશે તે રૂપસેનનો જીવ જાણજે તારાથી જ તેનો ઉધ્ધાર થશે

જ્ઞાની ગુરૂદેવની મધુરી વાણી સાંભળી સુનંદાને, રાજાને અને તેના પરિવારને વૈરાગ્ય થાય છે અને મહોત્સવ નિસ્તારિણી પ્રવ્રજ્યાનો સ્વીકાર કરે છે

સંયમ જ્ઞાન-ધ્યાન-તપ-ત્યાગમાં આગળ વધતાં ક્રમે કરીને સાધ્વી સુનંદાને અવધિજ્ઞાન થાય છે સ્વ પર શ્રેયાર્થે વિચરતા વિચરતા કોઇ એક ગામમાં આવે છે તે ગામનું વાતાવરણ ઉગ્ર બન્યુ છે જનસમૂહમાં ભયભીતતા છવાઇ ગઇ છે ગામનો મુખ્ય હાથી ગાંડો થઈ ગયો છે મદોન્મત્ત થઇ ગયો હોવાથી કોઈ પણ વશ કરી શકતું નથી રાજા રાણી પ્રજાજનો ચિંતામાં પડ્યા છે જો હાથી વશ નહિ થાય તો ગામનો નાશ થશે

સુનંદા સાધ્વી હાથીની સામે આવે છે સાધ્વીજીને સામે આવતા જોઇ સૌએ હાહાકાર મચાવી દીધો સૌને લાગ્યું કે આ ત્યાગમૂર્તિ નાહક અડફટમાં આવી જશે ને હમણાં જ કચ્ચરઘાણ થઇ જશે

પણ સાધ્વીજી તો ભયના ઓળાને ગણકાર્યા વિના હિમ્મતભેર આગળ આવતા હતા તેના પગલામા જોર હતુ હૈયામા આનંદ હતો કારણ કે તેના રાગની પાછળ છ છ ભવ વેડફીને જે આત્માનુ પતન થયુ હતુ તે આત્માનો આજ ઉદ્ધાર થવાનો હતો વર્ષો પછીનુ મિલન જે મિલન સ્વપ્ના રૂપે પ્રગટ થતુ હતુ તે મિલન આ રીતે ભવની ગણુ ત્રીએ નિર્માણ થતુ હતુ તેનો આનંદ સાધ્વીના દિલમા અનેરો હતો લોકો તેને વારતા હતા પણ તે સાંભળતી નહોતી

સૌના જોતા હાથીની સમક્ષ આવી પહોચી સાધ્વીજી અને હાથીની નજર એક થતા જ હાથી શાત થાય છે જે મોહનીય કર્મે સાત સાત ભવમા ભમાડયો તે મોહનીય કર્મથી મુઝાયેલ હાથી સાધ્વીને જોઇ સ્થિર થઈ ગયો

રાજા રાણી પ્રધાન અને પ્રજા વિચારે છે કે કોઇનાથી નહિ અને સાધ્વી મહારાજથી હાથી કેમ શાત થઇ ગયો? સૌ નગરજનો પણ વિચારમા પડી ગયા

ત્યા જ સાધ્વીજી મ રાજા-પ્રધાન, પ્રજાજનો અને હાથીને પ્રતિબોધ પમાડવા ગુરૂ મહારાજે કહેલી વાત સવિસ્તર જણાવી જ્ઞાનથી હાથીના (રૂપસેનના) મનોભાવ જાણીને કહ્યુ

હે હાથી! તુ લેશમાત્ર ચિતા ન કર તુ પર્યાપ્ત તિર્યંચ પચેન્દ્રિયપણામા પાચમા ગુણસ્થાનકને પામેલો

લાયક છો તે મારા મોહમા જીવન ગમાવ્યુ માત માત ભવનુ પરિભ્રમણ કર્યુ, હવે તુ બધુ ભૂલી જા જિનેશ્વર દેવની આજ્ઞા પ્રમાણે ચાલનાર આત્માઓ તથા પ્રકારની લાયકાતી મેળવીને દુર્ગતિમાથી બચી જાય છે આમ હાથી પ્રતિબોધ પામે છે. જિનધર્મ સ્વીકારી ઉત્કટ તપસ્યા કરી સમાધિમય મૃત્યુ પામી સહસ્ત્રાર નામના આઠમા દેવલોકમા અઢાર સાગરોપમના આયુષ્યવાળો દેવ થાય છે ત્યાથી ચ્યવી મહાવિદેહમા જઇ મુક્તિપદને પામશે.

આમ ઉપદેશ આપનાર પ્રિય પણ ઉપદેશ લાગવો એ પણ પુણ્યાઈની નિશાની છે આપણે પણ આપણા જીવનને સ્પર્શતા અનેક વિષયો મહાત્માઓ પાસે સાભળ્યા હશે છતા તેની અસર કેટલી થઇ ?

એક ડોશીમાને મે કહ્યુ ડોશીમા ! દિવસમા એક સામાયિક કરો તમે જિદગીના કિનારે આવી ગયા છો હુ ત્રણ દિનથી અહી આવી છુ તમો ત્રણ ત્રણ કલાક અહી બેસો છો પણ એક સામાયિક કરો તો ના મહારાજ મારાથી સામાયિક ન થાય બેસાય નહિ તો ત્રણ કલાક કેવી રીતે બેઠા ? પણ સામાયિકમા બેસાય નહિ

ત્યા એક બેને ધીરે રહીને કહ્યુ 'સામયિકની વાત કરશો તો ડોશી એક ક્ષણ પણ ઊભી નહિ રહે અને બન્યુ પણ તેમજ ડોશીમા ચાલવા માડયા ત્રણ કલાકની ડોશીની ઉપદેશધારા અને શક્તિ જોઈએ તો ઉપદેશ આપણને લાગી

જાય પણ..સામાયિકની જરા વાત આવે તો કહે કે મને સામયિકની વિધિ યાદ જ રહેતી નથી

ડોશીને કહ્યુ "અરિહંત ગઈ ઘોડી રહી" આરાધના કરી હો ડોશી કહે મારાથી આરાધના નહિ થાય

કેમ નહિ થાય ?

મહારાજ ! મને જે ઈષ્ટ નથી તે કહો નહિ. મે કહ્યુ માજી ! પરલોકમા જવા જ્યારે યમરાજ તેડવા આવશે ત્યારે ગમશે?

જવુ ગમે નહિ પણ જવુ પડશે

કેમ ! અનિષ્ટ વસ્તુ છે નહિ પછી શા માટે કરો!

અનિષ્ટ વસ્તુ કરવી પડે તેથી..તો આ પણ કરવી પડે એમ માનીને કરો તો.. પણ એ કેમ બને!

ઈષ્ટ કે અનિષ્ટ પણ જે વસ્તુ આપણા કલ્યાણ માટે હોય તે અવશ્ય કરવી

એશી વર્ષની ડોશી ઘરની કાર્યવાહી મોઢે કહી દે પણ સામયિક ન યાદ રહે તો શુ બુધ્ધિ નથી કે ક્ષયો પશમ નથી? નાના નાના છો કરાના નામ અને નવી ફેશનના નૂતન નામો બોલતા આવડે ઘરની એકેએક વાત જુનામા જુની પણ ફટ ફટ બોલી જાય અને સામયિકની વિધિ ન યાદ રહે એ કેમ માની શકાય ?

યાદ રહે કે નહિ પણ સામયિક વિનાનુ જીવન સફળ નથી જે આત્મા સામયિક કરતા શીખ્યો નથી તે સમતાના પાન કરતા શીખ્યો નથી જીવનમા રોજ એક સામયિક અવશ્ય કરવુ જોઇએ.

ગુરૂદેવ તમને સામાયિક પ્રતિક્રમણ પૂજા કરવાનુ કહે તો તમારાથી થાય કે નહિ !

ઘરમા આઇ કહે કે મહારાજ' પૂજા કરીશુ તો દુકાન કોણ ચલાવશે ? દુકાને મોડા પડીશુ તો પૈસો ક્યાથી મળશે ? ધન નહિ હોય તો ધર્મ કેવી રીતે કરશુ ?

ત્યારે ધર્મથી ધન મળે છે એ ભુલી ગયા અને ધનથી ધર્મ થાય છે એ મગજમા કોતરી રાખ્યુ ? પણ ના એ તમારૂ વાક્ય ભુસી નાખો ધર્મ નથી ત્યા કાઇ જ નથી જ્યા ધમ છે ત્યા બધુ જ છે તમારા હૈયામા જો ધર્મની ગુરૂવાણીની શ્રદ્ધા છે તો તમારા મગજમા દુકાનની, પૈસાની અને પૈસા દ્વારા ધર્મની કિમત ન થાય પણ ઉપર પ્રમા ણુની ગેડ મગજમા બેસે

'આપણે સમજી ગયા કે રૂપસેનના જીવે હાથીના ભવમા પ્રતિબોધ પામી પરમધર્મનો સ્વીકાર કર્યો જીવ નજીવ છઠ્ઠને પારણે છઠ્ઠની તપસ્યા કરી નિત્ય પ્રાસુક પાણી ગ્રહણ કરી નિર્ગ્રંથના ભવમા પણ આરાધના કરી આત્માનુ શ્રેય સાધ્યુ

સંસાર અસાર છે દાવાનળ સમાન છે ભડભડતા અગ્નિમાથી બચવા માટે જિનવાણીમા જ ચદનશી શીતળતા છે આ આત્માનો તેવા આલબનથીજ ઉદ્ધાર છે

અનાદિ અનત સસારમાથી ઉત્થાન માટે આપણે આપણુ જીવન સુધારવા માટે આ ભવ પરભવથી ઉગરવા માટે આવા સુદર મોક્ષ માર્ગના પ્રેરક એવા ઉચ્ચતમ માર્ગને અપનાવીએ જ્ઞાની ભગવતોએ ભાખેલા વચનો અનુસરી જીવનને ઉજાળીએ



# દર્શન કોના? અને શા માટે ?

दर्शनात् दुरितध्वंसि । वंदनात् वांछितप्रद ।
पूजनात् पूरक श्रीणाम् । जिन साक्षात् सुरद्रुम ॥

શાસ્ત્રકાર મહારાજ આ શ્લોકની પંક્તિઓનું વર્ણન કરતા કહે છે કે દર્શનથી દુરિતનો ધ્વંસ થાય છે, વંદનથી વાંછિત પ્રાપ્ત થાય છે પૂજનથી લૌકિક અને લોકોત્તર સુખની પ્રાપ્તિ થાય છે એવા જિનેશ્વર ભગવાન સાક્ષાત્ કલ્પવૃક્ષ સમાન છે

દર્શનથી પાપોનો નાશ કરનાર, વંદનથી ઈચ્છિતને આપનાર, પૂજનથી બાહ્ય અભ્યંતર સુખ-લક્ષ્મીના પૂરક એવા પરમતારક ત્રિભુવનપતિ વીતરાગદેવ પ્રત્યક્ષ કલ્પવૃક્ષ સરીખા છે

આત્માને પૌદ્ગલિક સુખ મળે તે સાચુ દર્શન નથી

નયનને ઈચ્છિત વસ્તુ જોવા મળે તે સાચુ દર્શન નથી થીએટરમાં સ્ટેજથી એકસરખા ઊર્મીઓ અને દિલ ખુશ થાય તે સાચુ દર્શન નથી એમ દર્શન કરવાથી કલ્પવૃક્ષ મળે તેમ નથી

તો પછી દર્શન કોના? દર્શન કેવા?

જે દર્શન કરતા આત્માના રોમરોમમા ઉત્સાહ જાગવો જોઈએ

જે દર્શન કરતા આત્માના અણુએ અણુમા તન્મયતા ઉપજવી જોઈએ.

જે દર્શન કરતા આત્મા એ જ પરમાત્મા છે એવો તાદાત્મ્ય ભાવ મનમા ઉતરવો જોઈએ

જેના દર્શનથી ભવ સુધરી જાય કર્મ ટળી જાય અને સિદ્ધિ મળી જાય તેના દર્શન સાચા યુગલીના પાસે કલ્પવૃક્ષ હોય છે તેઓને જ્યારે જે વસ્તુની જરૂર પડે તે વસ્તુ કલ્પવૃક્ષ પાસે માગી લે છે તેઓને ખાવાને માટે રસોઈ રાધવાની જરૂર પડતી નથી વસ્ત્ર-પાત્ર વગેરે જરૂરી વાતોની ચિતા કરવી પડતી નથી બધી ઈચ્છા કલ્પવૃક્ષ પૂરે છે

તમને કલ્પવૃક્ષ મળે તો શુ કરો?

તમને કલ્પવૃક્ષ મળ્યુ છે કે નહિ?

જીનેશ્વરોને તમે કલ્પવૃક્ષ માનો છો?

સભા – માનીએ છીએ પણ મહારાજ સાહેબ! યુગલીઆના જેમ અમને પણ ઈચ્છિત વસ્તુ કેમ મળતી નથી?

ક્યાથી મળે? ક્યા છે શ્રદ્ધા? છે શ્રદ્ધા કે દર્શનથી જ બધુ મળે છે?

સભા – ના તેવી શ્રદ્ધા નથી

તો પછી ઈચ્છિત ક્યાંથી મેળવશો ? કલ્પવૃક્ષ મળ્યા પછી સાચવી જાણો તો પુણ્યશાળી

## સાચો ઝવેરી

ઝવેરીને જેમ હીરો મળે અને પથ્થરની જેમ ફેંકી ન નાખે તો જ તે સાચો ઝવેરી. વળી સાચો ઝવેરી કોણ? હીરાની પરીક્ષા કરી, તીજોરીમાં ચોરખાનામાં સાચવીને મૂકી કળ લગાવી દે. તમને જો કલ્પવૃક્ષ મળી જાય તો શુ કરો ?

ગોવાળીયાને મણી મળે અને કાચ જાણી ફેંકી દે છે તેમ ઝવેરી પણ હીરાને પથ્થર માની ફેંકી દે તો ?

સાચો ઝવેરી જ હીરાને પારખે છે

જ્યારે ગોવાળીઆને તેની નયા પૈસા જેટલી કિંમત નથી ત્યારે આપણામા અને ગાવાળીયામા શુ તફાવત? આપણે પણ રત્નચિંતામણી સમાન મનુષ્યત્વને ગુમાવી રહ્યા છીએ

કલ્પવૃક્ષના ફળને પ્રાપ્ત કરવા દર્શનશુધ્ધિ કરવી પડશે. આ આત્મામા જ્યાં સુધી શુદ્ધિ નથી ત્યા સુધી દર્શન પ્રાપ્ત થતુ નથી

જ્યા સુધી દર્શન પ્રાપ્ત ન થાય ત્યા સુધી માનવીનુ ધ્યેય, હેતુ, મુદ્દો કે લક્ષ્ય કાયમ રહેતા નથી.

જેમ તમે ઘેરથી વીતરાગ પ્રભુના દર્શન કરવા નીકળો, દર્શનના ધ્યાનમા અને ભાવનાના તાનમા બધુ જ ભૂલી દર્શન કરવા જવુ છે એ હેતુ જ દિલમા હોય

તવે સમયે પૂછવાનુ મન થાય કે તમે દર્શન કરવા નીકળો અને રસ્તામા કોઇ સ્નેહી કે સ્વજન તમને મળી જાય તો તમે તેની સાથે વાતચિત કરવા માડો કે સીધા દર્શને જવ?

સભા – વાતચિત કરીએ

ત્યા જ સમજવાનુ છ કે જીવનની અદર વિશુદ્ધ દર્શનની પ્રાપ્તિ કરવી હોય કલ્પવૃક્ષનુ ફળ મેળવવુ હોય તો આત્માને સૂમ ખૂબ કેળવવો પડશે.

આત્મામા ભાવોલ્લાસ જાગે નહિ ત્યા સુધી સુદર પરિણતિ આવે નહિ સુદર પરિણુતિ આવે નહિ ત્યા સુધી ભવજાળને કાટનાર સમ્યકત્વ ન આવે

મયણાસુદરી વીતરાગ વિભુના દર્શન કરવા જાય છે દર્શનમા તદાકાર બને છે અમૃત ક્રિયાના ભાવમા લીન થાય છે અને અપૂર્વ ભાવ પ્રગટે છે તન્મયતાથી અને અમૃતક્રિયામાથી પ્રગટતા ભાવોથી પોતાના સાસુજી કમળા (માતાને) કહે છે

હે માતા! આજે તમારા પુત્ર તમને જરૂર મળવા જોઈએ.

કેમ? તે કાઈ કેવળજ્ઞાની હતા?

ના ત્યારે!

દર્શન શુદ્ધિના પ્રતાપે તેણીના અતરમાથી ભાવો જાગતા હતા

આવા શુભ દર્શનને પ્રાપ્ત કરવા કદમ ઉપાડવા પડે— તત્વજ્ઞાનને જાણવું પડે જાણું છું એમ માની બેસી ન રહેવાય એમી રહો તો

## જોઈતારામ જેવી દશા થાય

જોઈતારામના જાણપણા જેવી હાલત ન થાય તે વિચારજો

જોઈતારામ નામે એક જોષી હતા જ્યોતિષશાસ્ત્રમા પ્રવીણ હતા એક રાત્રે જોઈતારામ અને તેમની પત્ની નિદ્રાધીન થયા છે તે સમયે ઘરના છાપરા ઉપર ચોરો આવે છે

પત્નીના કાને અવાજ આવે છે આમતેમ નજર નાખે છે ત્યા જ છાપરામા બાકોરું પાડી ચોરોને ઉતરતા જુવે છે

સ્ત્રી કહે છે સ્વામીનાથ ! ઘરમા ચોર આવ્યા છે

ત્યારે જોઈતારામ —હું જાણું છું

સ્ત્રી જાણે કે નાથ જાગે છે એમ જાણી પોતે ઊંઘી જાય છે

પુન સ્ત્રી જાગી ચોરોને જોઈ કહે છે કે અરે ! જુવે તો ખરા આ ચોરો નીચે આવ્યા ઘરની માલમિલ્કત લઈ જશે.

ત્યારે જોઈતારામ —જ્યોતિષશાસ્ત્રના પોથા જોઈને હું સૂઈ ગયો છુ તેના આધારે આજે આપણા ઘરમા ચોરે

આવવાના જ નથી અને આવે તો કાંઈ લેવાના જ નથી માટે તુ ચિતા નહિ કર એમ કહી ભાઇ ઘમઘસાટ ઊંઘી ગયા

ચોરો પેટી લે છે પાછી સ્ત્રી બૂમરાણ કરે છે — સ્વામીનાથ! હવે તો જાગો ઉઠો આ ચોરો બધુ લઈ જાય છે

ત્યારે જોઈનારામ તુ પણ કેવી છે? આખો દિવસ વેપારધધો અને કામ કરીને થાકી જઉ છુ માત્ર રાત્રે જ આરામ લેવાનો હોય તો એટલો ટાઈમ પણ ઊંઘવા નથી દેતી? તુ ખોટી કચ કચ નહિ કર અને ચિતા છોડી દે

સ્ત્રી — અરે સ્વામીનાથ! આ ચોરો ઘરમાથી માલ, મિલ્કત વગેરે લઇને ગયા છતા તમે જાગતા નથી પ્રયત્ન કરતા નથી

માટે તમારા જાણપણામા પણ ધૂળ પડી ધૂળ

અહીં પ્રશ્ન થશે કે પતિવ્રતા સ્ત્રી પતિને કઇ કહે ખરી? અહીં પતિવ્રતા સ્ત્રી અપતિવ્રતાપણુ નથી બતાવતી પણ સાચો ઉપનય ઘટાવવાનો છે દ્રવ્ય કમાનાર દ્રવ્યને ન સાચવે તો પત્નિએ કહેવુ પડે સ્ત્રી કે પુરૂષ પ્રમાદી હોય તો તે સસારમા નભે જ નહિ તેથી હિતસ્વી એવા પુરૂષ કે સ્ત્રીએ પરસ્પર કહેવુ ઘટે

કોઈ તમને કહે કે આજે વ્યાખ્યાન છે તો તમે શુ કહેશો? તમે કહેશો કે અમે બધુ જાણીએ જ છીએ વ્યાખ્યાનમા મહારાજ સાહેબ બહુ તો શુ કહેવાના?

## પાપ ન કરો   પુણ્ય કરો.

પછી ગમે તે, આચાર્ય ભગવંત હોય, ઉપાધ્યાય ભગવંત હોય, સાધુ ભગવંત હોય, પ્રખર વક્તા હોય ! સામાન્ય મુનિરાજ હોય અથવા સાધ્વીજી મહારાજ હો પ્રત્યેક મહારાજ ઉપર પ્રમાદિનો જ ઉપદેશ આપવાના

આપણા જીવનમા દર્શનથી દુરિતનો નાશ કરવા માગીએ વંદનથી વાંછિત મેળવવા માગીએ તો જીવનમા

જોઈતાગમના જાણપણા ની જરૂર નહિ

આવા દર્શન આપણે ઘણી જ વાર કરીએ છીએ દર્શન કરવા માટે પવિત્ર તીર્થોની યાત્રા પણ કરીએ છીએ તેમજ કાર્તિકી પૂનમ ચૈત્રી પૂનમ વગેરે પાવનકારી દિવસોમા દર્શન યાત્રાદિ કરીએ છીએ પણ એ દર્શનથી દુરિતનો કેટલો નાશ કર્યો ? એનો કદી વિચાર કર્યો ?

શાસ્ત્રકારે કાર્તિકી પૂનમનુ જ મહત્વ કેમ બતાવ્યુ તમા ય વળી તે દિવસ ગયો અને તેનુ મહત્વ કહેવુ યોગ્ય નહિ

પરંતુ બોલવાનો અવસર આવ્યો એટલે જણાવવુ ઉચિત ગણાશે, હર પળે, હર ઘડીએ અન્ય સ્થળેથી સિદ્ધાચળજીની યાત્રા કરનારને પણ કાર્તિક પૂર્ણિમાને દિવસે અનેરા ઉત્સાહ આવે છે હૈયામા કોઈ અજબ ચૈતન્ય સ્ફુરાયમાન થાય છે તન અને મન ઉલ્લાસદાયક ભાવસરમા ઝૂલે છે

સાથે સાથે ઉદાર ભાવે લક્ષ્મીના સદ્વ્યય કરે છે

એ દિવસે એ પૂનમનો મહિમા એટલે સિદ્ધગિરિની યાત્રાનો અનોખો દિવસ કાર્તકીના દિવસે દ્રાવિડ અને વારિખિલ્લજી દશ કોટી મુનિઓની સાથે એ પવિત્ર તીર્થ પર મોક્ષપદને પામ્યા છે તે સિવાય અનંતા આત્માઓ આ તીર્થ ઉપર શિવલક્ષ્મીસાધનને વર્યા છે એ પ્રમાણે શ્રી શત્રુંજય તીર્થનો મહિમા શબ્દોમાં ન વર્ણવી શકાય તેવો છે

વિશેષ આ કાર્તકી પૂનમથી સાધુ સાધ્વી શાસ્ત્રાજ્ઞાથી ચાતુર્માસની તમારાથી બંધાયેલા મુક્ત થાય છે

પણ ઘરબારથી મુક્ત થયેલ મહાવ્રતધારીઓને નનારીનું બંધન હોય ખરું ?

ના સંસારીનું બંધન તેઓને નહિ પણ શાસ્ત્ર મર્યાદા પ્રમાણે ચાર મહિના ચાતુર્માસ પૂરતા સાધુ સાધ્વી બંધાયેલા ય કારણ ચાતુર્માસમાં સ્થળાંતર ન કરી શકે

લાભાલાભના કારણે ચાર મહિના કે વધુ રહે તો જુદી વાત પરંતુ ચાર મહિનામાં તમારી સાથે ન આવે અને વિ. કરવો હોય તો કરી શકે ખરા ? ના ન જ કરી શકે

ત્યારે તમે ચોમાસામાં પાલીતાણા જાવ ત્યારે ગિરિરાજની યાત્રા કરવા જાવ કેમ ? પૈસા ખરચીને ગયા હો તો યાત્રા કર્યા વિના પાછા ફરો ?

આગમોદ્ધારક ગુરુદેવશ્રી પૂજ્ય સાનંદસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબ પણ અષ્ટાહ્નિકા વ્યાખ્યાનમાં જણાવી ગયા કે શાસ્ત્રની મર્યાદા ન ઓળંઘાય

ચોમાસામા યાત્રા કરવા જવામા શો વાંધો? વરસાદ નથી તો ઉપર ચઢવામા શો બાધ? કોઈ દર્શન કરવા નહિ હોય તો ના પાડો ખરા કે?

ચાર મહિના ચોમાસામા સિદ્ધગિરિની યાત્રા પણ ન થાય તેમ વિહાર પણ ન થાય

ભાનુદેવે પ્રખર તાપ પ્રસરાવી દીધો હોય અને ખૂબ જ ગરમી લાગતી હોય તો પણ ચોમાસામા સાધુ-સાધ્વી વિહાર કરી શકે ખરા? ના, ન જ કરી શકે તેવી રીતે સિદ્ધાચળનુ પણ તેમ જ શાસ્ત્રમર્યાદા ન ઓળગાય નીચે તળેટી પર ભાવના ભાવવી હોય તદ્દવી ભાવો

યાત્રાનો લાભ મળી શકે છે પણ જિનાજ્ઞાનુ ઉલ્લઘન કરી યાત્રા કરવા જશો તો દમ્બવ પાપ લાભ લેવા જતા તોટો

સિદ્ધગિરિ ઉપર ગરીબોને દાન અપાય? ના દાન ન અપાય દાન આપવુ જ હોય તો નીચે ઉતરીને તમે ત્યા આપો પણ ઉપર તો નહિ જ ગરીબોને દાન આપો એટલે લેવા માટે પેટ ભરવા માટે ઘણા યે કલાકોથી બેઠેલા ગરીબો ગિરિરાજ ઉપર શુ ન કરે? ખાવુ પીવુ માત્રાએ જવુ વગેરે કરે કે નહિ?

તો પછી તમે જ ગરીબોને દાન નીચે તલાટીમા આપો તો!!! શાસ્ત્રકાર પાણી પીવાની પણ ના પાડી તા પછી ત્યા તમે દહીના વાટકા ઉડાવો ખાઓ પીઓ માત્રાએ જાવ વળી ફરે તેમ મોજમઝા કરો તો કેવી આશાતના

થાય? તેમ જ ગરીબોને દાન આપો તો તેઓ શું શું ન કરે? બધુ જ કરે માટે દાન નીચે આપવુ ઉચિત.

ગિરિરાજ ઉપર દાન આપવાની ટેવ પાડવી નહિ નીચે જ દાન દેતા રહો તો બિચારા ઉપર ચઢે જ નહિ

ગિરિરાજની પવિત્ર ભૂમિને અપવિત્ર બનાવવી નહિ અપવિત્રતામા આત્મા પવિત્ર બની શકતો નથી

આત્માને પવિત્ર બનાવવા માટે પવિત્ર ભૂમિની પવિત્ર દ્રવ્યની અને પવિત્ર મનની જરૂર

અનતા આત્માનુ મોક્ષધામનુ તીર્થ પાલીતાણા ખરૂ જોતા દરેક વર્ષે પાલીતાણાની યાત્રા કરવી જોઇએ સયોગ વશાત્ ન બની શકે તો ગામમા કે ગામ બહાર સિદ્ધાચલજી પટ બાધે ત્યા જઈ ગિરિરાજ જેવી ભાવના ભાવે. કારતના દિવસની જેમ શત્રુજય ઉદ્ધાર કહે

કાલનો એ દિવસ અપૂર્વ હતો રમ્ય હતો યાત્રાનો હતો તે સમયે ભાવનામા તલ્લીન બનેલ આત્મા જો આયુષ્ય કર્મનો બધ કરે તો સદ્ગતિ થયા વિના રહે નહિ

પણ સદ્ગતિ ક્યારે થાય? પ્રભુ ભક્તિમા એકતાન બને, પ્રીતની રીત સમજે, કોણ આવ્યુ કોણ ગયુ ભૂલે ત્યારે

ત્યાર પ્રીત કેવી? જેમ દૂધમા પાણી સમાઇ જાય તેને છૂટુ પાડવુ હોય તો પાડી શકો? પાણી એકમેક થઇ જાય નાખનાર વ્યક્તિ પાણી કેટલુ નાખ્યુ તે સમજે પણ તેને છૂટુ પાડી ન શકે

દૂધ અને પાણીની પ્રીતિ એકમેક કેવી રીતે? જુવે ત્યારે! તે બંનેની આવી પરીક્ષા કરવી હોય તો તેને તપાવી ગરમ કરો અગ્ન પર દૂધ મૂકો તો પરીક્ષા થશે. પાણી વિચારે કે મારા મિત્ર બળે તે પહેલા જ હું બળી જાઉં પાણી બળી ગયા પછી જો લક્ષ ન આપે તો દૂધ ઉભરાઈ જાય શા માટે? તે દૂધ વિચારે કે મારો મિત્ર પાણી થોડા સમયમા બળી જશે. તો મિત્ર વિના ન જાય તે માટે ઉભરાઈને સ્ટવને હોલવી નાખવા પ્રયત્ન કરે એ જ ઉકળતા દૂધમા પાણી છાંટો એટલે ઉભરાતુ દૂધ સમાઈ જશે ખરૂં ને?

એકમેકતાવાળી પ્રીતિ સાથે ભાવના અને ભક્તિ ન મળે તો ફળે નહિ ભાવના ભાવ્યા પછી આ મામા તરંગો ઉછળતા હોય શ્રી શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કહેતા કહેતા આત્મા પોતાનો ઉદ્ધાર કેમ થાય તે વિચારે? નહિ કે પવિત્ર સ્થાન પર જઈ લડાઈ ઝઘડા કરે

હાર અને જીતનો મહત્ત્વ માનનારા જીત મેળવવા જાય તો રાજા સિકંદર મરતા મરતા શું કહી ગયો હાથ પગ ખુલ્ના રાખ્યા પછી કહેતો ગયો કે મે મારા હાથે મારા જીવનમા ઘણાને ગુલામ બનાવ્યા ઘણાની સાથે રણક્ષેત્ર ખેડયા અને ઘણાને હરાવ્યા વિજય મેળવ્યો મારો વિજયી ધ્વજ ફરકાવ્યો મારા સેવકો મારા સૈનિકો મારો ખ્યાલ રાખતા મારી પૂજા કરતા છતા અંત સમયે મારા દર્દને કોઈ લઈ શક્યુ નહિ

કહેવાનો મતલબ આમા ય બાબતમા જીત મેળવો તે જીત નથી સાચી જીત મેળવવી હોય તો કર્મશત્રુનો પરાજય કરવા યત્ન કરો

સામસામી લડાઇ કરવી. એકના બોલ સામે જોરથી શબ્દ બાલુ કે કલ્ય જેમ સાસુ વહુ વડતા હોય સાસુ ચીસ પાડે તેના સામે વહુ રાડો પાડે

ન સાસુ નમે, ન વહુ નમે ન સાસુ ધીરી પડે. ન વહુ બોલતી અટકે એ ખરી જીત નથી નમ્યા વિનાની જીત નથી

જે આત્મા અરિહતને નમતા શીખ્યો છે તે આત્મા નાનામા નાનાને પણ નમતા અચકાતો નથી. પણ જે અરિહતને નમતા જ શીખ્યો નથી તે આત્મા કદી નમતો નથી.

નમતો નથી તો નમ્યા વિનાની ભાવ ભક્તિ પણ સફળ થતી નથી. જેમ મહેમાનને જમવાનુ નિમત્રણ આપો ષટ્રસ ભોજન બનાવો વાનગીમા એકેય ખામી ન હોય. મહેમાન જમવા આવે આગ્રહપૂર્વક પીરસો દબાણ કરી જમાડો અને જમાડયા પછી મુખવાસ ન આપો તો આખાયે અમૃત

સમ્યા ભોજન પર Zero by zero ? મીડુ વળી જાય મતલબ ખુબ જ લહેજતદાર જમણ જમાડયા બાદ એલચી વરીયાળી વિગેરે ન આપો તો ભોજનનો શ્રમ વ્યર્થ જાય છે, ભાવ-ભક્તિ હોય પણ અવસર ન બતાવે તો નકામુ આત્મામા ભાવ-ભક્તિ હોય અને કોઈ ગાળ બોલી જાય

તેની વિચારણા ન કરે, વિનય વિવેક ન જાળવે તે આર્ય સંસ્કૃતિ માટે યોગ્ય નથી

જિનશાસનમા કોઈ કાર્ય થતુ હોય ચતુર્વિધ સઘ કહો કે શ્રાવક શ્રાવિકાનો સમૂહ ભાવનામા લીન હોય ભક્તિમા તરબોળ હોય તે સમયે કોઈક આત્મા સમભાવ ન રાખે અને નાનીસૂની બાબત માટે યથાતથા બોલે તે ઠીક નહિ

સમતાનો લાભ જેમા છે તે સામાયિક જેના સામાયિક યા પ્રતિક્રમણ આદિ વિધાનો ઘરમા કરો અને ઉપાશ્રયમા કરો તેમા ફરક ખરો કે નહિ ? જરૂર ફરક ઉપાશ્રયમા એક આયબિલ જેટલો વધુ લાભ.

ઘરમા કરો ત્યારે સસાર વ્યવહારની દૃષ્ટિ ચીજોમા જીવ જાય બિલાડી આવીને દૂધ પી જશે તો બોલે તો મન ત્યા જ રહે.

એટલે લેવાનો લાભ ચૂકાય સમતા ન જળવાય સમતા રાખવા માટે જ ગણધર ભગવતે છ આવશ્યકમા પ્રથમ સામાયિક બતાવ્યું

જ્યા સુધી આત્માને સમતા આવી નથી ત્યા સુધી આત્મા, મોહમાયાથી મૂકાયો નથી ત્યા સુધી બધુ નકામુ

સમતા વિનાના એક પણ અનુષ્ઠાનનુ જોઈએ તે ફળ ન મળે

ઉપાશ્રયમા પણ સામાયિકાદિ અનુષ્ઠાનોમા પણ જો સમતા ન રાખે તો અમૃતક્રિયાનો લાભ ગુમાવે

દુનિયાની અઢાર જૈન-જૈનેતર પૈકી દરેક જાતિ ઈશ્વરને માને છે કોઈ શંકર કોઈ વિષ્ણુ તો કોઈ મહાદેવ વિગેરે તેમાં ય જૈનો ચોવીસ તીર્થંકરોમાં જ ઈશ્વરી શક્તિને માને છે

માનનારા દરેક પોતાપોતાના પ્રભુના દર્શન અને ભક્તિમાં તરબોળ બને છે

આ બધામાંથી દર્શન કોના કરવા એ વિચાર આવશે.

## દર્શન કોના?

" જેના નામોચ્ચારથી ત્રિજગમાં કર્મો બધા નાસતા
જેના પુણ્યવડે સુરેન્દ્ર સરીખા સેવામહિ રાજતા
જેના ગાન વડે ભવિજન તણા ઘર આંગણા છાજતા
તે શ્રી વીર વિભુ પદે નમન હો મુક્તિપુરી આપતા "

જેના નામના ઉચ્ચારણથી ગામ-નગર કે શહેર નહિ પણ સ્વર્ગ મૃત્યુ અને પાતાળ ત્રણે લોકના કર્મો-પાપકર્મો નાશી જાય છે એમની પુણ્યાઈ વડે દેવોના સ્વામી એવા સુરેન્દ્રો પણ સેવામાં હાજર રહે આઠે પ્રાતિહાર્યો પણ સાથે જ સિંહાસનાદિમાં કાંટા સીધા હોય તે નીચામુખવાળા થઈ જાય જેઓના ગુણગાન કરતા—સ્તવન કીર્તન કરતા કરતા ભવ્યજીવોના ગૃહાંગન શોભી રહ્યા છે એવા મુક્તિરૂપી નારીને બતાવનાર પરમાત્મા વીર વિભુના ચરણમાં નમસ્કાર હો.

સંસાર કારાગૃહના બંધનમાંથી મુક્ત કરી જે પ્રભુ મોક્ષરૂપી લક્ષ્મી આપવા સમર્થ છે જે પ્રભુ લૌકિક અને

લોકોત્તર સુખની પ્રાપ્તિ કરાવવામા સહાયભૂત છે તે પ્રભુના ત્રિકરણ શુધ્ધ દર્શન અને નમનથી આત્મા અજર અમર બની શકે છે વળી જે ૧૮ દૂષણ રહિત છે જેની પાસે રાગ અને દ્વેષના ચિન્હ નથી પ્રશમરસમા મગ્ન છે

**સાચા દર્શન તો તે વીતરાગ પ્રભુના જ !**

પ્રભુની પુણ્યનીનાનો કોઈ પાર ન હતો અકથ્ય અને અકલ્પ્ય તેમ જ અવર્ણનીય પ્રભુની પુણ્યાઈ હતી

પુણ્યાઈ ન હોય અને કરવા જઈએ તો પામા પાછા પડે છે ઘરની અદર સાસુની સેવા વહુ ન કરે તો ભકુટિ ચઢી જાય પણ ભલા! જ્યા સુધી પુણ્ય કમાણી કરી નથી ભવનુ આયુ બાંધ્યુ નથી ત્યા સુધી ચટુ અને ક્રિરીના ઓરતા રાખો તે ન પાલવે

ત્યારે તીર્થકર ભગવતો જ જગતમા કલ્યાણકારી છે વાછિત ફળને આપનારા-ઇચ્છિતને પૂરનાર-દુખને હરનાર છે પરતુ પ્રભુ ભક્તિમા પરિણામની ધારા વિશુદ્ધ હોવી જોઈએ. સસ્તી અને ટૂંકી નિષ્ઠપુરની યાત્રા કરવા મળતી હોય તો કોણ ન કરે? દરેક કરે જ

પશુ કરતા કરવામા ફરક

તમે બધુ જ કરો-યાત્રા કરો પૂજન કરો દર્શન કરો વદન કરો પણ તેમા વિશુધ્ધ પરિણામ ન હોય તો રાકેટ ગમે તેટલુ ઊચુ જાય પણ ઠરે ત્યા જ એટલે

ભાવ વિનાના ક્રિયાકાંડથી આત્મા ઊંચે ચઢતો નથી પણ ઠેરનો ઠેર જ રહે

એક ડોશીમા હતા પૂરી ૮૦ વર્ષની ઉંમર ઘડપણ પાકું હતું પણ ડોશીની ધર્મ પ્રતિની ભાવના અજબ હતી નજીકમા જ શ્રી સીમધરસ્વામીનું મંદિર (જિનાલય) હતું હંમેશ ડોશી દર્શન કરવા જતી. કોઈ વખત ઉપવાસ થઈ જાય તો પણ ડોશી દર્શન કર્યા વિના રહેતી નહિ છોકરીઓ ડોશી માના હાથ પકડીને દર્શન કરવા લઈ જતી.

આજના છોકરાઓ જુઓ તો ખરા!

છોકરીને મા પાસે બેસતા શરમ આવે અને છોકરાને પિતા પાસે બેસતા લજ્જા આવે ખરૂં ને? પુત્ર પુત્રી ભણેલા હોય એટલે માબાપ પાસે બેસતા નાનપ લાગે

એક ભણેલ નવયુવાન એજ્યુકેશન મેળવવા કોલેજમા ગયો અનુક્રમે ભણતા ભણતા ભાઈએ ડોકટરની ડીગ્રી મેળવી નવા થયેલ ડોકટરે ખુશાલીમા મિત્રમંડળની પાર્ટી રાખી પાર્ટીમા આઈસ્ક્રીમ વિગેરે ચીજ રાખી ડોકટરે બધાને આમંત્રણ આપ્યુ છે આમંત્રિત મિત્રો અને ડોકટર ખુરશીમા બેઠા

તેટલામા આપણા નવા ડોકટરનો બાપ ભાવથી લઈ એજ રૂમમા કાજો લેવા લાગ્યો કાજો લીધા બાદ બાપ પુત્રની ખુરશી નીચે બેઠો

ખુરશી પર બેઠા બેઠા મિત્રો પ્લેટમાથી આઈસ્ક્રીમ ઉડાવે છે ત્યા એકની નજર આ બુઢ્ઢા ઉપર પડી

તેણે ડોક્ટરને પૂછયુ 'મિત્ર! Who is this' (હુ ઈઝ ધીસ) આ કોણ છે?

પુત્ર વિચાર છે કે જો હુ સત્ય કહીશ તો મિત્રોમા મારી હાસી થશે. ત્યારે કહેવુ શુ? વિચારમા પડી ગયેલા ડોકટરે તુરત જ કહી દીધુ કે 'My Servant' માય સર્વન્ટ મારો નોકર છે

આ લાગણી નાક વગરના બુઢ્ઢાને અગ્નિ વરે કે નહિ?

જે પિતાએ પોતાની ફરજ સમજી, લોહી પાણી એક કરી પરસેવો નિતારી જેમ તેમ મોટો કરી ભણાવ્યો ગણાવ્યો વધાર્યો તે શા માટે? નોકર બનવા કે કહેવડાવવા માટે?

ડોશાનો મગજ છટકી ગયો તેને વધુ અગ્રેજી નહિ પણ ભાગી તૂટી ભાષા આવડતી હતી

તે ડોશો બોલ્યો ભાઈઓ 'This is my Son' ધીસ ઇઝ માય સન આ મારો પુત્ર છે

મિત્રો વિચારે છે કે જે મિત્રમા વિનય નથી, વિવેક નથી, વિચાર નથી, વર્તન નથી, વડિલો પ્રતિ બહુમાન નથી, સદ્ભાવ નથી, આદરભાવ નથી, તે મિત્રની સાથે મિત્રાઈ રાખવી વ્યર્થ છે

એમ વિચારી મિત્રો ઉઠીને સ્વ સ્વ સ્થાને જતા રહ્યા કહેવાનો મતલબ ગામના, છોકરા છોકરીઓ ડોશીમાનો હાથ પકડીને દરરોજ જિનાલયે લઈ જાય છે

હમેશ જિનાલયમા જઈ ડાશી સીમ ધરસ્વામીની સ્તવના કરી સુરીલા કંઠે સ્તવન લલકારે છે નથી ઘર યાદ આવતું, નથી સ્નેહીઓ યાદ આવતા, નથી સગાઓ યાદ આવતા, કોણ આવ્યુ અને કોણ ગયુ ? તેનુ પણ ધ્યાન નથી

અને તેમને દેરાસરમા ખબર બધી જ પડે કેમ ખરુને ?
સભા –હા સાહેબ.

દેરાસરમા ઉદર કે કોઇ અન્ય જીવની વિરાધના થઈ હોય તો ખબર ન પડે પણ કોણ આવ્યુ કોણ ગયુ શુ કર્યું તે બધી જ હીસ્ટરી One by One એક પછી એક કહી આપી

ડાશી ભાવનામા ઓતપ્રોત બની જાઇ છે

એવામા આકાશમાર્ગેથી કોઈ વિદ્યાધરનુ વિમાન જઈ રહ્યુ છે મ દિરને જોઈ વિદ્યાધર વિમાન ઉતારી પ્રભુના દર્શન કરે છે અને વિચારે છે કે આ ડાશી ખૂબ જ એકતાન છે તો લાવ હુ એને સીમ ધર સ્વામીના દર્શન કરવા લઈ જાઉં.

તમને કોઇ કહે કે દેવલોકમા જવુ છે તો શુ કહો ?
સભા –હા જવુ છે

હવે તો ચ દ્રલોકમા તમને રોકેટ લઈ જશે. પણ દેવલોકમા ? દેવલોકમા તમારી કરણી લઈ જશે પણ ધ્યાન રાખશો કે ?

## દેવલોકમા જવા માટે કેટલી તૈયારી કરવી પડશે ?

દેવલોકમા જવુ હોય તો ઘણી જ તૈયારી કરવી પડશે એક મહિના માટે સમેતશિખરજી જવુ હોય તો કેવી તૈયારી કરો ?

તો આ મુસાફરી તો લાંબી ? વિચારો કેટલા મહિનાની ?

વિદ્યાધર બ્રાહ્મણનુ રૂપ લે છે મન્દિરમા ડોશીમાની ભાવભકિત જોઈ પ્રમુદિત બન્યો વિદ્યાધર ડોશીમાને કહે છે કે હે માજી ! હુ વિદ્યાધર છુ તમારી ભાવના જોઈને પ્રસન્ન થયો છુ અને હુ તમને સીમધરસ્વામી પાસે લઈ જવા આવ્યો છુ તો તમે દર્શન કરવા મારી સાથે ચાલો

ડોશીમાએ જવાબ આપ્યો ભાઈ ! મારે દર્શન કરવા છે જીવનમા એકવાર સીમધરસ્વામીને ભેટવા છે. મુખકમળ નિહાળવુ છે એકવાર દર્શને જવુ જ છે

## મહાવિદેહની ઈચ્છા

અહીં બેઠા બેઠા મહાવિદેહમા જવાની ઇચ્છા કેમ ધરાવો છો ? ત્યા જવાની ઈચ્છા થવાનુ કારણ શું ? ત્યા હંમેશને માટે તીર્થંકર ભગવતો સાક્ષાત્ છે કદાપિ ત્યા તીર્થંકર દેવનો વિરહકાળ નથી ચોથા આરા જેવા ભાવ વર્તે છે અપૂર્વ લીલાલ્હેર છે

ભરતક્ષેત્રમા રહેલ ચૌદપૂર્વધર સાધુ કોઈપણ પ્રકારની શકાનુ નિવારણ કરવા આહારક શરીર દ્વારા સાક્ષાત્ પ્રભુજી પાસેથી તરત જ પ્રશ્નનો ઉત્તર મેળવે છે..

આવુ શાસ્ત્રકારોનુ વચન છે

આવા અનુપમ ક્ષેત્રમા સીમધર સ્વામીના દર્શનાર્થે ડોશીમા કહે કે મારે આવવુ તો છે...પણ મારા છોકરાઓને કહીને પછી આવુ

બ્રાહ્મણ વિદ્યાધરે કહ્યુ   ડોશીમા ! પ્રભુજી પાસે આવવાનો વાધો નથી પણ મારી શરત કબૂલ કરવી પડશે

આ દુનિયાદારીમાથી સર્ટિફીકેટ લઈ જવુ પડશે   ત્યા ગયા પછી પાછુ નહિ અવાય

આ ઘર પાછુ મળશે નહિ

વાડી-ગાડી-મોટર-બગલા-બગીચામા ફરી રહેવાશે નહિ,

પુત્ર-પુત્રી-પુત્રવધુ આદિ પરિવાર ફરી ભેગા થશે નહિ

છોકરાને ઘેર છોકરાના છોકરાના હાલરડા ગવાશે   નહિ

ડોશીમા બોલ્યા   ભાઈ ! ! તો પછી મારે ત્યા આવવુ નથી

વિદ્યાધર બ્રાહ્મણ   ડોશીમા ! છોકરાના છોકરા   વાડી બગલા સુખ સાહ્યબી ક્ષણિક છે   એક ભવ માટે સુખાકારી છે   ભવોભવને બગાડનારી છે આત્મનુ અધોગમન કરાવનારી છે

વળી સીમધરસ્વામી વિના   આત્માનો બેડો પાર થવાનો નથી આત્માનુ ઉર્ધ્વગમન થવાનુ   નથી અને અજર અમર સુખ પણ મળવાનુ નથી

ડોશીમા   જેમ તેમ કહે ભાઈ ! પણ મારે તો ત્યા આવવુ જ નથી

વિદ્યાધર બ્રાહ્મણ   ડોશીમા ! તો તમે સ્તવનમા કેમ ગાતા હતા ? કે મારે મહાવિદેહમા જવુ છે સીમધર

સ્વામીને મળવુ છે..જીવન ફનાય કરવુ છે...?

ડોશીમા ભાઈ! હાથીના દાત ચાવવાના જુદા અને બોલવાના જુદા સ્તવન લલકારવુ આરાધના કરવી ધર્મ ક્રિયા-સામાયિક પ્રતિક્રમણાદિ કરવુ એ જુદી વાત..અને તેવા અનુષ્ઠાનો આચરતા આત્માની અ દર ઓતપ્રોત બનવુ તે પણ જુદી વાત છે

અવિશુધ્ધ કે ભાવ વિહોણા દ્રવ્યાનુષ્ઠાનો જીવ માત્રને યથાર્થ ફળને આપનારા થતા નથી માટે સૌએ દ્રવ્ય અને ભાવ બ નેનુ મહત્ત્વ જાણવુ આવશ્યક છે

તમને થશે કે શ ખેશ્વરજી તીર્થમા જઈ અથવા ગામમા રહી ઘણીવાર શ ખેશ્વરજીના અઠ્ઠમ કર્યા પણ કદાપિ દેવ પ્રસન્ન થયા નહિ

## દેવ કયાથી પ્રસન્ન થાય ?

તપ ત્યાગ-ક્રિયાદિમા ત મયતા અને તદાકાર ભાવ જોયા વિના સમ્યગ્ દ્દષ્ટિ દેવો કયાથી પ્રસન્ન થાય ?

"તુ જા અને હુ આવુ છુ" એવા ડામાડોળ જાપ કે ધ્યાન કરવા વડે દેવો કદી પ્રસન્ન થતા નથી

બ્રાહ્મણ ડોશીમા! હમણા જ તમે કહેતા હતા કે મારે સીમ ધર સ્વામી પાસે આવવુ છે

ડોશીમા એ તો બધુ કહેવાનુ કરવાનુ કઈ પણ નહિ

બ્રાહ્મણ વિદ્યાધરનુ રૂપ કરી સ્વ સ્થાનકે ચાલ્યો જાય છે

હવે આ બાજુ ડોશીના શુ હાલહવાલ થયા તે જોઇએ ડોશીમાને ઘરે છોકરાંના છોકરા અને તેના છોકરા થાય છે છોકરાએ વિચારે છે કે મા હવે ઘરડી બુઢ્ઢી થઇ હવે તો જવાની જ છે

ડોશીની વહુઓ છોકરાઓને કહે કે આ તમારી મા સવારથી માડી રાત સુધી નકામી કચકચ કરે છે તો હવે આ દુનિયા છોડીને જાય તો હમારા જીવને નિરાત વળે

દીકરા અને વહુઓ મળી વિચાર કરે છે કે ડોશીમાને તીર્થયાત્રાએ લઇ જવા અને પછી ડોશીનુ શુ કરવુ તે જોઇ લેશુ

દીકરા ડોશીને કહે છે "મા! મા! ચલો તમને યાત્રા કરવા લઈ જઇએ"

મોહઘેલી મા પુત્રના અપલક્ષણને જાણતી નથી

મોહથી મુઝાયેલા પ્રાણીઓ આ સસારની અદર અનતા પરિભ્રમણ કરે છે મોહના ઘેન જેની નસોમા ભરાય છે તેને સારાસારનો વિવેક રહેતો નથી. મોહમાં મસ્ત બની તે સઘળુ ય ભૂલી જાય છે

કુટુબ કબીલા છેાૈયા છોકરામા સર્વસ્વ સમજતી ડોશી કહે છે હે દીકરાઓ! તમારૂ કલ્યાણ થજો યુગ યુગ જીવજો. તમારા છોકરાના છોકરાનુ પણ કલ્યાણ થજો તમારા છોકરાના

દીકરાના છોકરાની વહુ સાત પેઢી સુધી સોનાના બેડાથી પાણી ભરજો.

આવા અંતરના આશીર્વાદ આપે છે

સાઠ વર્ષે ડોશીને યાત્રા કરવા મળી એટલે ડોશી તૈયાર થઈ હૈયામાં ખુશ ખુશાલ બની ગઈ મન પ્રફુલ્લિત બની ગયું દેહના રોમાંચ આનંદથી ખડા થઈ ગયા

દીકરો ડોશીને યાત્રાધામ પહોંચાડવા તત્પર બની ગયો વહુ પણ આવીને ડોશીના ચરણમાં નમી નમી આશીર્વાદ લે છે

ભાવ ભાવની વાત જેવા ભાવ હોય તેવા ફળ મળે ભાવ વિનાની ભક્તિ કદી ફળતી નથી તેમ સાચા દિલથી કરેલી સેવા-ભક્તિ કદી નિષ્ફળ પણ જતી નથી

આત્મામાં શુદ્ધ ભાવના ન હોય દેહ ત ન કોરૂ હોય બત્રીશ કોઠે દીવા ન ઝગતા હોય તો બધુ જ નકામુ છે અગાઉ આધુનિક યુગની જેમ ટ્રેઈન-બસ-એરોપ્લેન વિગેરે સાધનો ન હતા મુસાફરી ગાડામાં કરવી પડતી કયારેક તો પગપાળા પણ જવુ પડતુ

ડોશીમા અને દીકરો ગાડામાં બેસીને જાય છે જતા જતા કોઈ એક ગામ આવે છે ગામની ધર્મશાળામાં રાત્રિના ગાળે ઉતરે છે ડોશીમા ઘસઘસાટ ઊંઘી જાય છે દીકરાને ઊંઘ નથી આવતી

ઊઘ કોને ન આવે. ?

દીકરીના બાપને ઘરમા સાપ હોય તેને ચિતાગ્નિથી બળનાને અને સકલ્પ-વિકલ્પો ચાલતા હોય તેને ઊઘ આવતી નથી

ડોશી તો ઊઘી ગઈ આવી પવિત્રતમ યાત્રા કરવા મળતી હોય પછી નિરાતે ઊઘી જ જાય ને ?

પુત્રને જોતો લાગ મળી ગયો ડોશીને ભરનિદ્રામા છોડીને દીકરો ઘરે પાછો આવ્યો સ્વાર્થી પુત્ર નિરાધાર માતાને એકલી અટુલી મૂકી દઇને ઘરે ચાલ્યો આવ્યો વહુ સઘળુ જાણે છે સમજે છે કોના કારસ્તાન છે તેની ખરા બર ખબર છે ડોશીને તરછોડયાનુ કોઇના દિલને જરા પણ દુખ નથી

આ બાજુ કડકડતી ઠડીના દિવસોમા ડોશીનુ અગ કપે છે હોઠ ધ્રુજે છે બોલાતુ નથી.. જેમ તેમ પરાણે પુત્રને આહ્વાન કરે છે કાઇ પણ જવાબ મળતો નથી

છેવટે શ્રમિત બનેલી ધર્મશાળાના સરક્ષકને પૂછે છે કે મારો પુત્ર કયા ગયો ?

સરક્ષક પ્રત્યુત્તર આપે છે કે આજે સવારે એક છોકરો અહીથી ગયો પણ કયા ગયો તે મને માલમ નથી.

ડોશી થોડી વાટ જુવે છે પુત્ર આવતો દેખાતો નથી બધો યે ભેદ સમજી જાય છે ખૂબ કલ્પાત કરે છે તેણીને

ઘણો જ આઘાત લાગે છે. વિલાપ કરતા કરતા ત્યાંને ત્યાં જ ડોશીનું પ્રાણ પંખેરૂ ઉડી જાય છે

જતા જતા મુખમાંથી પુત્ર-પુત્રવધુઓનું કલ્યાણ થજોનાં વચનો સરકી જાય છે

કલ્યાણ કોનું..?

शिवमस्तु सर्व जगत परहितनिरता भवन्तु भूतगणा' ।
दोषा' प्रयान्तु नाश, सर्वत्र सुखी भवतु लोक ।।

આ ભાવના જેના આત્મામાં ઓતપ્રોત ગયેલી છે તેનું જરૂર કલ્યાણ છે જ છે ઘરના એકાદ વ્યક્તિનું નહિ સ્નેહી સ્વજનોનું નહિ પણ વિશ્વના તમામ-નાના મોટા દરેક પ્રાણીઓનું કલ્યાણ વાચ્છનાર-વિશ્વ કલ્યાણની ભાવનાને હૃદયમાં એકમેક કરનારનું અવશ્ય કલ્યાણ થાય છે જ એકલા પોતાના ઘરનું કલ્યાણ ચાહનારનું કલ્યાણ થતું નથી ઘરમાં આગ લાગે અને બંબાવાળાને બોલાવો નહિ તો તો શું થાય ? ઘર બળીને ખાખ થઈ જાય સર્વ નાશ થઈ જાય એટલે પાણી સળગતાને ઠારનાર છે. તેવી જ રીતે

જિન વાણીનું પાણી કષાયોનું શમન કરે છે

જિન વાણીનું પાન કરનારનો આત્મા અપૂર્વ ટાઢક અનુભવે છે અમૃતથી પણ અદ્ભુત એવી મીઠી મધુરી જિનેશ્વર ભગવતની વાણી ચંદનસમ શીતળતાને પ્રાપ્ત

કરાવે છે ચદનનો ટુકડો ઘસતા ઘસતા સુવાસને ફેલાવે તેમ જિન વાણીનુ પાન કરતા કરતા આત્મામાં અપૂર્વ સૌરભ પ્રસરી જતા દિલ બહેકી ઉઠે છે એટલે વીતરાગદેવની વાણી ક્રોધાદિ કષાયોને શાત કરવા સહાયભૂત છે

## ક્રોધ આવે તો શુ કરવુ ?

અનાદિ કાળથી આપણામા કષાયોએ ઘર કર્યું છે જીવ માત્રમા સોળ કષાય-નવ નોકષાય ભરેલા છે જ્યારે જ્યા મનમા ક્રોધ ઉત્પન્ન થાય ત્યારે શુ શુ કરવુ જોઈએ ?

વારવાર વ્યાખ્યાનોમા કહેવાઇ ગયુ કે...ક્રોધ આવે કે તરત જ બાર નવકાર ગણી લેવા

ઘરની અ દર સાસુ-વહુનો-મા દિકરીનો કે પિતા-પુત્રનો ઝઘડો થાય ત્યારે તમને એકવાર નહિ પણ અનેક વાર કહેવાયું છે કે ક્રોધાદિ પ્રસંગે બાર નવકાર ગણી લેવા છતા કોઈથી બાર નવકાર તો શુ પણ એક પણ નવકાર ગણાતો નથી

જો નવકાર ગણવા જશો તો પછી લડશે કોણુ ? કેમ ખરી વાતને ?

સાધુ-સાધ્વીજી મહારાજો ભવ્ય જીવોના હિતાર્થે સદુ પદેશ આપી રહ્યા હોય અને તેમાથી જરા પણ શ્રોતાઓ ગ્રહણ ન કરે તો ઉપદેશ આપેલો સફળ કે નિ ફળ ?

અરે ! વ્યાખ્યાન સાભળો ત્યારે તમે કેટલા કામ કરો ?

વ્યાખ્યાનમા આવે ત્યારે

વ્યાખ્યાન સાભળો

નવકારવાળી ગણો

માહોમાહે ઈશારાથી વાતો કરો

કોણ આવ્યુ કોણ ગયુ તેનુ ધ્યાન બરાબર રાખો અને સાથે સાથે સામાયિક કરો

ઓહો....તમે કેટલા ડાહ્યા અને હોશીયાર બધી, જ વસ્તુ સાથે જ ગ્રહણ કરો છો ?

ડાહી સ્ત્રી વલોણ કરતી હોય વલોણુ કરતા કરતા છાશના સાર રૂપ નવનીત-નવનીત માખણુ ન કાઢે તો તમે તે બાઈને શુ કહો ? ફુવડ જેવી છે કેમ ?

સાર સાર વસ્તુ ફેંકી ન દેવાય. એ તો તારવીને લઈ લેવાય વ્યાખ્યાનમા કેટલો સાર તારવીને લઇ લો, છો

સારની વાત બાજુ પર પણ કોઈનુ ગમે અને કોઈનુ ન ગમે તેનુ કારણુ?

દરેકમા કાઈ જ્ઞાન-શક્તિ સરખી હોતી નથી

જ્ઞાન હોય પણ બોલવાની હામ ન હોય તો પરતુ જિનવાણીમાથી માખણુ નીકળ્યા વગર રહે જ નહિ જો કાઢતા આવડે તો..શ્રદ્ધા હોય તો શુ કહુ !

ક્રોધાદિ કષાય થાય ત્યારે પ્રથમ નવકાર ગણો

નવકાર ગણ્યા પછી લડો એટલે છતી જશો

સાચી જીત મળશે અને કલેશ કકાસ ટળશે પણ નવકાર મંત્ર ગણતા પહેલા 'નમો અરિહંતાણં' નો અર્થ સમજવો પડશે 'નમો' શબ્દ જ કેટલો ફળદાયક છે તે સમજવાની જરૂર નમો અરિહંતાણં એટલે શત્રુને હણે તેવા અરિહંતને નમસ્કાર થાવ

## શત્રુ કોને કહેવાય?

માલ મિલકત લૂંટી લીધી હોય ચાર છ વીઘા જમીન માટેની તકરાર કરનાર હોય તેને શત્રુ કહેવા? ના એમ નહિ ત્યારે? કોઇ વ્યકિત પર મનથી પણ અભાવ થાય તે શત્રુતા જ કહેવાય અભાવનું ચિન્હ પણ શત્રુતા બતાવે છે

તીર-કામઠા-બાણથી સામાને મારીને જીતે તે કાંઇ શત્રુ જીત્યાની જીત નથી અરિહંત ભગવાન એવા શત્રુને જીત્યા નથી

ત્યારે ! કર્મ શત્રુને હણનાર, કર્મ રૂપી શત્રુને જીત્યા છે તેથી તેવા અરિહંત ભગવાનને નમસ્કાર થાઓ

તમને થશે કે 'કર્મ' રૂપી શત્રુમાં 'કર્મ' શબ્દ તમાના ઘરનો લાવ્યા?

તે અહીં પાટે બેસીને વ્યાખ્યાન આપનાર કે જિનવાણીનું પાન કરાવનાર શાસ્ત્ર વિરૂદ્ધ ન બોલે ઘરના શબ્દો ન કહે

ટેલીફોન કે ટેનીગ્રામ કરવા જાવ પણ નંબર કે એડ્રેસમાં

વહેવાર જીવનની દરેક વસ્તુમાં બુદ્ધિનો ઉપયોગ કરીએ છીએ પણ આત્મ જીવન માટે બુદ્ધિનો ઉપયોગ કરવા એક સમયનો પણ ટાઈમ નથી મળતો. બજારમાં ગમેની વસ્તુ હોય તો નથી લેતા ચકાસી ચકાસીને લઈએ છીએ. ઘી તેલ, પણ સૂંઘી સૂંઘીને લઈએ છીએ કારણ ખરાબ આવે તો કોઈ ખાય નહિ અને ઉકરડે જાય પૈસાનું પાણી થાય એ વાત તો બધાને બરાબર જ સમજાય છે એવી સમજાય છે કે આપણે વ્યવહારી જીવનની સન્મુખ છીએ એટલા જ આત્મિક જીવન માટે દૂર દૂર છીએ. પછાત છીએ

આત્મિક જીવનનું ચણતર ક્યારે થાય ? સદ્બુદ્ધિના વ્યાપારથી જ્યાં સુધી જીવનને સુસંસ્કારથી સંસ્કૃત બનાવીએ નહિ ત્યાં સુધી જીવનની સાચી શોભા નથી કે આત્મિક જીવનનું ચણતર નથી

દેહને શણગારવા ચોવીશ કલાક પ્રયત્ન કરીએ છીએ શોભાની સામગ્રી માટે અનેક પુરૂષાર્થ કરીએ છીએ દેહને સંસ્કાર અલંકારથી શોભાવવાનું ભૂલી જઈ શણગારથી શણગારી આનંદ માનીએ છીએ પણ તત્વજ્ઞ પુરૂષો કહે છે કે એ આનંદ ક્ષણિક છે પછી શણગારાની શી જરૂર! હીરાનો નેકલેશ પહેરો આખુય શરીર સોનાથી મઢી લો પણ જીવનમાં સુસંસ્કારનો સાજ ન હોય તો બધુ વ્યર્થ

સંસ્કારને લાવવા ચાર પગથીઆ ચણવા જરૂરી છે કયા કયા ચાર પગથીઆ ?

સદ્‌ભાવના—મૃદુવર્તન—સદ્‌જ્ઞાન સંસ્કાર એ જીવનના સાચા શણગાર છે મોતીના અલંકારો સોનાના અલંકારો ચાંદીના અલંકારો અને હીરાના અલંકારો ઘડી શકાય છે આમ વિવિધ અલંકારો બની શકે છે વળી આ ફેશનેબલ યુગમાં શણગારો ઘણા વધી ગયા અસલી ગયું નકલી આવ્યું, સ્ટીલના અલંકારો આવ્યા ઝવેરાત ગયું પથરા આવ્યા સોના ચાંદી ગયા લોખંડ આવ્યું સાચું Real (રીઅલ) ગયું ને કચરા આવ્યું, આ બધા અલંકારોમાંથી કયા અલંકારો પસંદ કરો? અત્યારની ફેશન પ્રમાણે ધાતુના સ્ટીલના પસંદ કરશો? ના, શાણો ને ડાહ્યો તો પ્રથમ હીરાના અલંકારો પસંદ કરશે ત્યાર પછી સોનાના બાદ બીજા પસંદ કરશે શાણો માનવ જાણે છે કે દાગીનાના ઉપયોગ પછી પણ જેની કિંમત ઉપજે છે તે ગુણવાન અને સુંદર અલંકાર કહેવાય છે સારી ડીઝાઇનવાળા ઉપરની ભભકવાળા સારા ન કહેવાય વાણીયા પાકા કહેવાય ને? તો તમે જીવનને શણગારવા દાગીના પસંદ કરશો કે નહિ? અત્યાર સુધી આપણી દેહ શોભા દાગીનાથી ભલે થઇ, હવે જીવનની શોભાને સુસંસ્કારથી સમજાવીશું તો જ જીવન મહાન બની શકશે નહિ તો આ પૃથ્વી પર અનેકવાર આવ્યા અને ગયા એમાં એક ફેરો વધારે

આપણને સારૂં જ ગમે છે પરંતુ સાર તરફ ક્યારેક પણ દૃષ્ટિ જતી નથી જેમ એક વૃક્ષ હોય ફાલ્યું ફૂલ્યું ન હોય ફળ ફૂલ ન હોય બીજું વૃક્ષ ફાલ્યું ફૂલ્યું હોય અને ફળ

ફૂલ પણ હોય આ બેમાથી કયુ વૃક્ષ પસંદ કરશો ? જેના પાસે ફળફૂલ પાંદડા નથી તે ઠુંઠુ છે એની નીચે ઊભા રહેવાથી છાયા મળવાની નથી જ્યારે બીજા વૃક્ષ નીચે છાયા મળશે માટે તમે કયા વૃક્ષને પસંદ કરશો ? તમે કોઈ દિવસ એમ વિચાર્યુ કે આ અતિવિકસિત વૃક્ષ વિકસવાના કયા કયા કારણો છે ?

તમે કહેશો કે એ તો માળીનુ કામ. શ્રમ વિના ફળ મળતા નથી..

આપણુ જીવન પણ વૃક્ષ છે એને વિકસાવવુ એ આપણી કળા છે એને વિકસાવવા ચાર વાનાની જરૂર સદ્ભાવ, સદ્વાણી, સદ્વર્તન, સદ્જ્ઞાન આ ચાર વાના વિનાનુ જીવન નકામુ છે આ ચાર વાના કેવી રીતે નાખીશુ ?

મા પોતાના સંતાનને સુસંસ્કાર નાખે તો જ તેનુ જીવન ઉચ્ચકોટિનુ બને પિતા પણ પોતાની ફરજ બજાવે તો જ પોતાનો બાળક ઉજ્જવળ જણાય. સંસ્કાર એ જીવનનુ સાચુ ઘડતર છે

माता शत्रु पिता वैरी येन बालो न पाठितः ।
न शोभते सभामध्ये हंसमध्ये बको यथा ॥

જે માતા પિતા બાળકોમા સુશિક્ષણ સીંચતા નથી તે માતા માતા નહિ પણ શત્રુ છે, પિતા પિતા નહિ પણ વૈરી છે હંસની માળામા બગલો શોભાસ્પદ ન બને તેમ અશિક્ષિત બાળક પણ સન્માનાદિ પામતો નથી

વિચારો કોઈ માતા પુત્રની શત્રુ હોય ખરી? કોઇ પિતા વેરી અને ખરો? ના કોઇ પણ માતા પિતા પુત્રના શત્રુ કે વેરી બનવાને તૈયાર હોતા નથી વાત્સલ્યભરી માતા શત્રુ બની શક્તી નથી વ્હાલભર્યુ પિતાનુ હૈયુ વેરી બની શકે ક્યાથી?

છતા અહિ કીધુ માતા શત્રુ પિતા વૈરી શા માટે કીધુ? માતા પિતા બાળકને જન્મતાની સાથે ધાવ માતાને સોપી દે છે સ્વયમેવ સસ્કાર નાખતા નથી માતા મમતાથી, પિતા વ્હાલથી બાળકની સારી નરની ફરજી તરફ લક્ષ રાખતા નથી આથી બાળકમા સારુ નરસુ જાણવાની બુદ્ધિ કુઠિત થઈ જાય છ આગળ જતા તેનુ જીવન બગડી જાય છે કયારેક સસ્કાર વાસિણી એને સીચવા છતા કુસગના છંદે ચડેલ એવા એનુ આખુ જીવન કથળી જાય છે કયા રેક જ્ઞાન દીધુ પરિણમતા જીવન ખરાબ થાય છે કયારેક માત પિતાની અનતાના કારણે બાળક સસ્કાર વિહોણો રહી જાય છે આજની સ્થિતિ જોતા સસ્કાર સીચવા કેવી રીતે? એમા મુખ્ય માતા પિતાનુ લક્ષ જ ઓમ કરે છે

પિતાને વેપાર ધધામાથી નવરાશ મળતી નથી ચોવીશ કલાક પિતાનુ મુખ જોવા પણ મોટા મોટા શહેરોમા બાળકો પામતા નથી બાળકો નિશાળે જાય પિતા દુકાને જાય રાત્રે બાળકો શય્યામા પડે ત્યારે પિતા દુકાનેથી ઘેર આવે બાળક અને પિતા એક બીજાને મળી શકે નહિ આવા પિતાને કયાર

મળે? રવિવારે આ છે રવિવારી બાપ. રોજના નેતા બાપને રવીવારી બાપ કહીએ તો કેવુ લાગે?

માનાને આખો દિવસ ફૂકી ફૂકીને ફુરસદ મળતી નથી. ફુરસદ મળી કે હાય હાય મંડળ મીટીંગ ગેધરીંગ અને પાર્ટીમા મહાલવા નીકળી પડે બાળકો નિશાળે જાય પાઠશાળે જાય ઉપાશ્રયે જાય અને ઘરે આવે તો માત પિતા મળે નહિ ઘાટી તેનુ સંભાળી લે સંસ્કાર મળતાં રહે કે નહિ? એની તપાસ કયાથી રાખી શકે? જેઓ પોતાની સંપત્તિ સમાન બાળકોની ઉન્નતિ માટે જવાબદારી રાખતા નથી સંસ્કાર સીંચતા નથી તે માતા બાળકની શત્રુ અને બાપ વૈરી નહિ તો શુ કહેવાય? પુત્રો વિનય વિવેકના સંસ્કારથી સજ્જ થાય તે ગમે કે અવિનયી થાય તે ગમે?

તમારા જીવનમા સદ્‌વાણી સદ્‌ભાવના, સદ્‌વર્તન અને સદ્‌જ્ઞાન આ ચાર વાના ન હોય તો તે બાળકમા આવી નથી શકતા કુવામા પાણી હોય તો હવાડામા આવે ને? એક બાજુ માતા ચૂલો ફૂંકે પિતા વ્યાપારમા ખોવાયેલા રહે તે પછી સંતાન પર સંસ્કાર માટે કઈ રીતે પ્રયાસ કરી શકે! બાળકો એટલે કુમળો છોડ જેમ વાળીએ તેમ વળે છોડને પાણીથી સીચે તો લીલોછમ અને ફાલે છે માત પિતાએ સત્વર તૈયાર રહેવુ જોઈએ

સંસ્કારના અભાવે બાળકો વંઠેલ બને ને ન માને ત્યારે માબાપ કહે કે શુ કરીએ ઘણુ કહીએ છીએ. ઘણુ સમજાવીએ છીએ છતા માનતો નથી છોકરો કહ્યામા રહેતે નથી છોકરાના કુવર્તનથી મા બાપને રડવાનો પ્રસંગ આવે છે

પણ ભાઈ ! તુ રડે છે શા માટે ? પહેલેથી તે એનામા સસ્કાર સીચ્યા નથી હવે તુ રડે તે શા કામનુ ?

ત્યારે આપણે વિચારીએ કે દુનિયામા હુ આગળ આવી ગયો પણ આપણે ઘણા પાછળ છીએ જ્યા સુધી સસ્કાર અલકારથી જીવન સુશોભિત થયુ નથી ત્યા સુધિ આપણે પાછળ જ રહેવાના

સતાનોના પ્રશ્નમા સસ્કાર જ કામ કરે તેમા વિશેષ પ્રકારે માતા જ જવાબદાર ગણાશે. એક ગામમા રમણ નામે એક નાનો છોકરો હતો સ્કૂલેથી પેનની ચોરી કરી લાવે છે આમ રોજ નવી નવી ચોરી કરે છે ચોરેલી ચીજ પોતાની માને આપે છે માતા વિચારે છે કે મારો પુત્ર અત્યારથી જ નવી નવી વસ્તુ લાવી આપે છે મોટો થશે ત્યારે ઘણુ લાવશે અને મારી ઉચ્છા પૂરી કરશે. આમ રમણ મોટો થાય છે આવડત અને હોશીયારી વડે ધીમે ધીમે નાની ચોરી પરથી મોટી ચોરી કરે છે ધોળે દિવસે પણ ચોરી કરતા અચકાતા નથી એક દિવસ ચોરી કરતા પકડાઈ જાય છે ન્યાય તરફથી ફાસીની સજા થાય છે ફાસીના ચામડે ચઢતા અગાઉ ગુનેગારની અતિમ ઈચ્છા પૂરી કરવામા આવે છે આવો સરકારી કાનુન Government law (ગવર્મેન્ટ લૉ) પૂછવામા આવે છે કે તારી જે છેલ્લી ભાવના હોય તે જણાવ રમણ કહે છે કે મારી બીજી કાઈ જ ઈચ્છા નથી

છીએ. આપણે સંસ્કારધનની વાતો જ કરીએ છીએ. દુનિયાની ફેશનમા સસ્કારધનની વાતો કરવી એ એક ફેશન બની ગઈ છે સસ્કાર ધન અપાતુ નથી. આજના યુગમાં ફેશનનું લેશન મળે છે પણ મસ્કારનુ લેશન ક્યા શીખવાડાય છે વળી સસ્કારનુ લેશન જ્યા અપાય છે ત્યા જવાની આપણને પુરસદ નથી ફેશન હજુ ઓગ્મેમા આવતી હોય ત્યા તો આસપાસ ગામ – શહેરમા પહોચી જાય છે ત્યા અભ્યાસ નથી પણ અનુકરણ છે ''ક્યારેક પણ સસ્કાર લેશનનુ અનુકરણ થાય ખરું? જ્યા જુઓ ત્યાં ફેશનના લેશનનુ અનુકરણ થાય છે

## લાઇસન્સની જરૂર

તમારા જીવનમા તમારા સુખને ખાતર તમારા પૈસા ખચીને કાર વસાવો પણ ચલાવવાને માટે સરકારી લાઈસંસની જરૂર. લાઈમન્સ વિના તમારી માલિકીની કાર પણ તમે ચલાવી શકતા નથી પરતુ જિનશાસનમા સસ્કારની કાર ચલાવવી હોય તો લાઈસ સની જરૂર નહિ

ઉપાશ્રયમા આવતા અને વાણી સાભળતા વર્ષો વીતી ગયા. તમારૂ દૈયુ ઘડાયુ કે નહિ? પથ્થર ઉપર એકએક ટાકણુ મારવામા આવે તો પથ્થર પણ ઘડાઈ જાય છે તમારા દૈયાના પથ્થર ઉપર જિનવાણીના હથોડા પડતા છતા દૈયુ ઘડાતુ નથી. કારણ હજી દૈયોના ઘડતર માટેનુ લક્ષ્ય

બનાવ્યુ નથી આ તો તમારા વડીલોનો ઉપકાર કે તમારા માટે ધર્મસ્થાન બનાવરાવ્યા તમારામા અહી આવવાના સસ્કાર સીચ્યા એટલે તમે આવો છો પણ તમારા બાળકોને તો તમે ઉપાશ્રય મદિરમા ચઢતા જ શીખવ્યા, નથી દેવ ગુરૂ ધર્મનુ નામ આવતા બાળકોના હૈયા હરખી જાય એવુ સીચન કયા દેવુ છે? તમારામા સસ્કાર પહેલાના છે એટલે કાઈક ધર્માનુષ્ઠાન કરો છો તે પણ કરતા આવતા છો માટે જિનવાણીના પાનથી જીવનનુ ઘડતર શુધ્ધ થયુ નથી માટે જ સસારમા ગૂંથાઈ જઈને ભાવિ જીવન માટેની ચિંતા ભૂલી ગયા છો આ જીવન જ એવુ ઉત્તમ છે કે એમાથી આત્માના ઉત્થાનના ચણતર થઈ શકે બાહ્ય રગ રાગના વિલાસમા જીવન ખત્મ કરી દીધુ તો ભાવિમા પસ્તાવાનો સમય આવશે માનવ જીવનેનો દંડ સસ્કાર ક્યારેક પણ અધોગતિમાથી ઉગારે છે, સસ્કાર વિના અજ્ઞાનની ગર્તામા ખૂચ્યા તો આપણે સસ્કારધન પ્રાપ્ત નહિ કરી શકીશુ. આપણામા સસ્કારધન નહિ હોય તો બાળકોમા કઈ રીતે આપીશુ ?

આચાર્ય શિષ્યના સસ્કાર માટે સારણા વારણા ચોયણા અને પડિચોયણા હાથ ધરે તેમ માબાપે પણ શામ, દામ, દડ અને ભેદ એ નીતિ વડે બાળકોને સસ્કારિત કરવા જોઈએ. બાળકની ખાવા-પીવા-સૂવા-બેસવા-બોલાવા વિગેરે દરેક પ્રવૃત્તિનો ધ્યાન રાખવો જોઈએ કયા કરે છે શુ કરે છે તેનુ લક્ષ્ય રાખવુ જોઈએ.

એક માતાને નાનો છોકરો હતો જેને હજુ કાઈ જ્ઞાન પ્રાપ્ત થયુ નથી દુનિયાના રંગરાગ જોયા નથી. આ બાળક ખૂબ નાનો છે એને કોકમ ખૂબ ભાવે છે આ બાળક આડોશપડોશના બાળકો સાથે રમે છે રમતા રમતા બાજુના ઘરમા જાય છે એ ઘરમા કોકમના ઢગલામાથી એક-બે મોઢામા મૂકે છે અને ચાર-પાચ ખીસામા નાખે છે બાળક ત્રણ-ચાર કલાક રમીને આવે છે માતા પૂછે છે કે ભાઈ! કયા ગયો હતો?...

બચપણથી જ સસ્કાર ન આપે તો બાળકનુ જીવન કુળને અજવાળનારૂ બનતુ નથી પણ કુળની કીર્તિ પર કૂચો ફેરવનારૂ બને છે બાળકને માતા કાઈ કહે નહિ અને આગળ જતા બાળક કુલક્ષણાપણુ અને તેમા કોનો વાક નીકળે?...શિક્ષણ તો આપવુ જ જોઇએ- શિક્ષણ આપે છતા ન લે તો તેનુ ભાગ્ય!

બાળકને માતા પૂછે છે તુ કયા હતો? બાળકે જવાબ દીધો હુ બહાર જ રમતો હતો બાળકને ધમકાવીને પૂછે છે તો પણ એ જ જવાબ

આ માતા સસ્કાર સીંચનમાં દક્ષ હતી. સ્કૂલે ગયા હોય તો પોતાના સતાનના દફતર તપાસે ખીસા તપાસે અને બધી વાતની ચીવટ રાખે આજે આપણે નથી તપાસવાનુ ત્યા તપાસીએ છીએ અને તપાસવાનુ છે ત્યા નથી તપાસતા

માતા બાળકના ખીસામા હાથ નાખે છે ખીસ્સામાથી ત્રણ-ચાર કૅકમ નીકળે છે આટલી સસ્કાર નાખવાની કાળજી છતા બહારના સગથી બાળકની બુદ્ધિ શુ કામ કરે છે? માતા પૂછે છે કે તુ કૅકમ ક્યાથી લાવ્યો?

બાળકોમા પણ આવડત હોય છે પોતાનો વાક છૂપાવવાની અજબ કળા હોય છે આ સસ્કાર અનાદિના છે કોઈ નાખવા કે સમજાવવા આવતુ નથી

કૅકમનો પ્રશ્ન આવતા બાળક કહે છે કે ઘરમાંથી લાવ્યો છુ.

માતા કહે કૅકમ તે ઘરમાથી નથી લીધા કારણ કે ઘરમા ત્યારો હાથ પહોચે તેમ નથી

(રડતા રડતા) બાળક કહે કે બાજુના દોસ્તે મને આપ્યા

માતા બાજુમા જઈ છોકરાને પૂછે છે તો તેણે આપ્યા નથી

હવે માતાનો પારો વધે કે ઘટે?

આપણા પુત્રોને સસ્કારના દાગીનાથી ઓતપ્રોત કરવાના છે

દોસ્તદારને, પૂછવાથી તે ના કહે છે માતા આવીને ત્રણ વર્ષના બાળકને તમાચા મારી દે,છે બાળકને ખાવા આપતી નથી અરે પોતે પણ ખાતી નથી માતા કહે છે કે હજુ સાચુ બોલ, નહિતર નાગ મુખમા દિવાસળી ચાપીને નાખીશ.

આપણે માતાને નિષ્ઠુર કહીશું માતા દિવાસળી સળગાવે છે તરત જ બાળક જોઈ રડે છે કે બાજુના ઘરમા જઈ ઢગનામાથી ત્રણ-ચાર કાંડમ ચારી લીધા છે તરત જ બાળકને લઈ બાજુના ઘરમા જઈ માતા બાળક પાસે માફી મગાવે છે અને સત્ય હકીકત જણાવે છે માતા સંસ્કાર ન નાખત તો એ બાળક આગળ જતા કેવા જાતને અટકત આ એક સત્ય ઘટના છે

આ રીતે પડેલુ દૃષ્ટાન્ત વિચારી ગયા કે નાનુ વ્યસન પડેલુ હોય તો આત્મા વ્યસનથી વિમુક્ત થતો નથી લાખોની મિલ્કત હોય છતા ચોરીની ટેવ પડી હોય તો ચાર્યા વિના ચેન પડતુ નથી

## ગુણની કિંમત

જીવનમા ખરાબ અસર જલ્દી કામ કરે છે સારી અસર પડતા વર્ષોના વર્ષો ચાલ્યા જાય છે માટે બાળપણથી જ સંસ્કાર સીંચ્યા હોય તો આગળ જતા ટકી રહે છે સુસંસ્કાર ગુણને લાવે છે જીવનમા રૂપની કિંમત નથી પણ ગુણની કિંમત છે કાગળના ફૂલની કિંમત કેટલી? તે ફૂલ પ્રભુજીને કદી ચઢી શકતુ નથી કે પરિમલ પાથરતુ નથી નૈસર્ગિક પરિમલથી પુષ્પ ફૂલ સૌરભ પાથરી શકે છે બહારથી સંસ્કારનો ઓપ ચઢાવેલ છતા ગુણ વિનાનુ જીવન સૌરભ પાથરી શકતુ નથી ભલે ઉપરથી રૂપ કે શોભા ન હોય પણ ગુણની સૌરભ હોય તો તે દુનિયાને માન્ય બને છે

કરે તેથી શું? તમારૂ જીવન ઉજ્જવળ બની ગયુ?? જીવનની સાર્થકતા થઈ ગઈ??? રસ્તા પરથી જતા તમને ક્ષેમકુશળ પૂછે તે માણસ તમારી આગળ તમારા ગુણગાન ગાય પછી તે માનવીને આગળ વધતા કોઈ મળે અને પૂછે કે જે વ્યક્તિને તુ સલામ ભરતો હતો તે વ્યક્તિ કોણ હતી? તરત જ પેલો પોતાને મોઢે તમારા અવગુણ ગાવા માંડે કહે કે ભાઈ ધનવાનો ધારે તે કરી શકે ગામના મોટા એની કોઈવાર જરૂર પડે એટલે સલામ ભરવી પડે આવા ઉપરથી સુગંધભર્યા જીવનમાં ક્યારે સુરકેની ઊભી થાય તે ખબર ન પડે જો તમારામા ગુણ સભર હોય તો કોની તાકાત છે કે તમારા ગુણોને વખોડે?

જેના અલંકારો સાચા છે તેને નકી ધાતુના કે ચાંદી વિગેરેના અલંકારોની જરૂર નહિ તેમ જેના જીવનમા સમ્મરરૂપ ચળકાટ છે તેને ધન કે રૂપના ઓપની જરૂર નથી ત્યારે સમ્બાર લાવવા માટે મૂળથી જ પાયા મજબૂત ચણવા પડશે પાયો મજબૂત ચણાતો નથી ત્યા સુધી સંસ્કાર ઘર મજબૂત અને લાંબુ જીવન ભોગવવાવાળુ બનતુ નથી માટે મજબૂત ઘર બનાવવા માટે પાયો મજબૂત કરવો પડે છે

જ્યા સુધી સ્વચ્છ અને આદર્શ જીવન જીવવાની તાલાવેલી ન જાગે ત્યા સુધી પાયાના ચણતર મા લક્ષ પહોંચતુ નથી. વિચાર કરો-આજે આપણને શુદ્ધ-સ્વચ્છ-આદર્શ,

ન વહે તો તેના પુત્રો સસ્કારમા સ્નાન કરી શકતા નથી એવા બાળકો ભાવના વિહીન બને છે

આપણે આજે આદર્શ સસ્કારી જીવનની ઝૂમરાણ કરીએ છીએ. આદર્શ સસ્કારી જીવન ગમે પણ છે છતા તેની પાછળ આપણુ દુર્લક્ષ કેટલુ છે? તે દુર્લક્ષને દૂર કરી હેવે આગળ કટીબદ્ધ થઈએ. માતાપિતા સજાગ બને તો ભાવિ પ્રજા આદર્શ, સસ્કારી ગુણયુત બની શકે છે દુનિયામા સો શિક્ષકની ગરજ એક માતા પૂરી કરે છે સો શિક્ષકનુ શિક્ષણ જે બાળક પર અસર ન કરે તે એક માતા પોતાના સસ્કારથી બાળક પર અસર પાડી શકે છે તે અમર પણ કેવી દૃઢ અને અતૂટ

આજે આપણા જૈનત્વના સસ્કાર કેમ ભૂસાતા જાય છે! ધર્મ કેમ કોઈને ગમતો નથી? તમા ઊંડે ઊંડે માતા પિતા જ કારણભૂત છે પણ હવે સમજો કે આપણા જૈનત્વને અચલ રાખવુ હોય, આપણા ધર્મસ્થાનોને અદ્વિતીય સસ્કૃતિવડે સ્થિર, રાખવા હોય તો તે કોણ કરશે? ધર્મસસ્થાઓને સુસ્થિર રાખવાને આજ પછીની આવતીકાલની પેઢી કામ લાગશે. આવતીકાલની પેઢીની સુરક્ષા માટે આપણે સસ્કાર રેડવા જોઈએ.

આજનો નાનો બાળક આવતીકાલનો નાગરિક છે

આજનો નાનો બાળક ભાવિ પેઢીનો રક્ષક છ આજનો નાનો બાળક આવતીકાલના આપણા જીવનને આલબન રૂપ છે

જો એ બાળકમા આદર્શો પડયા હશે તો ઘર સમાજ અને દેશનો ઉધ્ધાર કરશે ધર્મ, ધર્મસ્થાનો અને ધર્મ સસ્થાનો ઉધ્ધાર કરશે એથી જ માત-પિતાએ બાળકમા વ્યવહાર જીવનની ઉન્નતિના આદર્શ સસ્કાર સીંચવા જોઈએ જેથી એનુ જીવન વિશુદ્ધ બને. પણ એ જીવનમા સસ્કાર ન હોય તો મીઠા વિનાના ભોજન જેવુ નિરસ જ ગણાય

પ્રાચીન કાળમા માબાપો બાહ્યજીવનની ઉન્નતિ કરતા આત્મજીવનની ઉન્નતિ કેમ થાય એની ખાસ ચેતવણી રાખતા માટે તો પોતે સસારીજીવનના સુખ પ્રતિ કાપ મૂકતા એઓ સમજતા હતા કે આ મા કર્મપડળથી દબાતો આવ્યો છે પરતુ હમેશા તેને જિનવાણીનુ પાન કરાવીએ સત્સમાગમનો રગ સદ્‌વાંચનનો રસ શૌર્યવાહી ત્યાગમંર્યા ઉન્નતિકારક ચિત્રોનું દર્શનનું નિદર્શન વાણીનો સયમ અને ઉત્તેજક માર્ગ અને આસક્તિકારક પદાર્થના સેવાનો ત્યાગ અને પૌષ્ટિક સાદા ભોજનનો આશ્રય રાખીએ તો સુસસ્કાર ટકી રહે દૃઢ બને છે અને ગુણો વિકસે છે

ઋતુગજ નામે એક રાજા

મહાલસા નામે એક કન્યા સાથે પ રણવાના કોડ થતા માગણી કરે છે

મદાલસાએ પ્રતિજ્ઞા કરી છે જેની સાથે પરણુ તેની

સાથે પરણ્યા પછી જે સંતતિ થાય તેના પર મારો હક્ક રહેશે આવી શરત જેને મંજૂર હોય તેની સાથે જ પરણીશ અન્યથા આજીવન કૌમાર્યજીવન ગાળીશ. કોઈપણ રાજવી કે રાજપુત્ર મહાત્માં સૌએ પરણવા તૈયાર થતો નથી અંતે ઋતુરાજ શરત મંજૂર કરી મદાલસા સાથે પરણે છે

આ જગ્યાએ તમે શું કહો ? આ તો સ્ત્રીની પરાધીનતા પગલું અને પરાધીનતા એ રાજા મૂરખ. અમે હોઈએ તો ન જ કરીએ. આજે શુ છે ? સ્વાધીનતા—સ્વાધીનતાની વાતો ફેલાવાથી, સ્વતંત્રતા આવી અને સ્વચ્છંદતાને લાવી બેન ફરે અને ભાઈ કામ કરે જે કે બધે એવુ, હોતુ નથી આવુ, જોતા કોઈ કહે એ તો જમાનો છે સમાન હક્ક છે - સમાન હક્ક કરી કરીને જીવનની ઉન્નતિ નથી આદર્શ જીવન જીવવામા સૌના જીવનની ઉન્નતિ થાય છે

આમ સંસારના સુખ વિલસતા મદાલસાએ પુત્રરત્નને જન્મ આપ્યો મહાલમા સંસ્કાર માટે ખૂબ જ કાળજી રાખે છે કારણ એના જીવનમા એક જ ચીવટ હતી સંસારમા સુખ નથી છતાં મારે બળવુ પડયુ છે પણ મારી સંતતિ એ આગમા ઝંપલાવે નહિ આત્માનુ સાચુ સુખ પ્રાપ્ત કરે. દુન્યવી સુખની ઘટમાળ પાછળ તો દુ ખની આગ છે એ સુખ નશ્વર છે આમ વિચારી બાળકને પારણામા સુવાડી હાલરડા ગાય છે

" તમે હાલરડામા શું ગાવ ? ભાઈ મોટો થજે પરણજે ઘણા વર્ષ જીવજે આગળ વધીને શુ ગાવ ?

ભાઇને ભાવે પોઝી ને કન્યા લાવશુ રે  પાણી

અહીં મદાલસા શુ ગાય છે ?

शुध्धोऽसि बुध्धोऽसि, निरंजनोऽसि,

संसार माया परिवर्जितोऽसि

संसारस्वप्न त्यज मोहनिद्रा

मदालसा वाक्यमुवाच पुत्रम् ॥

જે ભાવનાની લહરી મહાત્માને અતરથી ઉઠે છે

જે ભાવનામા સસ્કારના અકુર છે જે ભાવનાની અંદર પુત્રને સસાર ત્યાગની ચેતવણી છે જે ભાવનામા તુ કોણ છે તેનુ શિક્ષણ છે સસાર કેવો છે તેનુ દેશન છે હાલરડામા ત્યાગના પ્રતીકને હલકારતા મહાત્માને એમ નથી કે મારા પુત્રો મોટા થઈને મને છોડી જશે.

આપણો ભય

બાળકો જરા ઉપાશ્રયમા મહારાજ પાસે જતા આવતા થયા કે તમને ભય અને ભીતિ લાગે કે દીકરા દીકરી દીક્ષા લેશે બીજે દિવસે તમે ઉપકારીને ઘેર બેસાડશો કહેવત છે કે જમને અપાય પણ જતિને ન અપાય

મહાલસા પુત્રોના હાલરડા ગાય છે. હાલરડામા કે ઉપદેશ આપે છે शुद्धोऽसि बुध्धोऽसि હે આત્મા તુ શુ છે તુ જાતે બોધ પામનારો છુ કોઇ પણ જાતના લે

વિનાનો છું હું નિર્મળ છું જીવનની દરેક પ્રવૃત્તિ ઉપાધિ નય છે સંસારની માયા ત્યાગ કરવા યોગ્ય છે સંસાર એક સ્વપ્ન સમાન છે સંસાર તરફનો મોહ નિદ્રા સમાન છે તેને તું છોડી દે સંસાર તરફના મોહાદિને તું છોડશે તો જ તું શુદ્ધ છું બુદ્ધ છું નિરંજન છું એની પ્રતીતિ થશે

આમ હાલરડા ગાવાથી સરતું નથી. રાજા રાણી બન્ને બંધુ જ મર્યાદિત જીવન જીવે છે વિરાગ ઉપજે એવા દૃશ્ય ખડા થવા દેતા નથી ધર્મ કાર્યમાં પણ સાથે રાખે છે ધાર્મિક અને વ્યવહારિક જ્ઞાન પણ રાણી જાતે આપે છે આજના જેમ નથી જન્મતાની સાથે જ આયાને સોંપી દે છે તેણીને તો ઉત્તમ સંસ્કાર નાખવા હતા પુત્ર મોટા થતાં રાણી કહે કે આ કરવા યોગ્ય છે અને આ ત્યાગ કરવા યોગ્ય છે આ જાણવા યોગ્ય છે તો પુત્ર તરત સમજે અને કહ્યાનો આદર કરે

માટે આપણે શું કરીએ? આપણે ન ખાઈએ પણ છોકરાને અભક્ષ્ય ખવડાવીએ તિથિએ પોતે લીલું ન ખાય છોકરાને લીલું ખવડાવે આમ ધર્મની લાગણી કેળવી પોષાય શોષાય જ ને?

આમ ઉપદેશ આપતા આપતા હાલરડા ગાય છે મદાલસાનો પુત્ર મોટો થાય છે પહેલો પુત્ર વૈરાગી બની સન્યાસ લે છે બીજો પણ સન્યાસી થાય છે એક નહિ બે નહિ પણ છ એ પુત્રો સન્યાસી બની જાય છે

આપણને એમ થાય કે મારો પુત્ર કુલદીપક બને પુત્ર કુલદીપક દુકાનનો થાય, ઘરનો થાય, વ્યાપારનો થાય પણ એમ થય છે કે મારો પુત્ર શાસનનો કુલદીપક થાય એક ખૂણામા બેસીને વિચારો કે પુત્ર પ્રાપ્તિ સાચો મોહ છે કે સ્વાર્થનો મોહ છે? કોઈ પુત્રને સાધુ થવાની ભાવના થાય તો તેને પણ અન્તરાયત કરીએ અરે' તેમ કરતા અટકે નહિ તો તેને ખરાબ મ ગતિમા નાખતા પણ અટકીએ નહિ ત્યારે પુત્ર નહિ ઘરનો નહિ ઘાટનો બની જાય

આમ મદાલસાને છ પુત્રો થાય છે દરેકને મદાલસા બોધ આપે છે છએ પુત્રો સન્યાસી બની જાય છે બીજી બાજુ રાજાને ચિંતા થાય છે કે રાજ્ય કોણ સંભાળશે! આથી રાજા મદાલસાને કહે છે કે રાણીજી! હવે જે પુત્ર થાય તેને તમે કોઈ જાતનો ઉપદેશ આપશો નહિ મદાલસા સમજી જાય સાતમા પુત્રને ઉપદેશ આપતી નથી સાતમ પુત્ર મોટો થાય છે

મદાલસાની અંતિમ અવસ્થા થાય છે એને થાય છે કે પુત્રને રાજ્યના બંધનમાથી મુક્ત કરવો જરૂરી છે કારણ રાજેશ્વરી રાજ્યની આસક્તિમા લોભાય તો અવશ્ય નરકેશ્વરી બને છે આ સંપત્તિ, સત્તા આ કાયા બધુ નામલ જેવુ છે એવુ અહર પુત્રના જીવનમા ન ઉતરે અને દુર્ગતિમા ન ધકેલાય એ ઉદ્દેશથી મદાલસા અંત સમયે એક ચીઠ્ઠીમા शुद्धोऽसि बुद्धोऽसि निरंजनोऽसि એ શ્લોક લખીને

ચીરી માદલીયામા મૂકીને પુત્રને માદલીયુ આપે છે અને કહે છે કે પુત્ર! જ્યારે તને સસારમા દુ ખ લાગે ત્યારે ત્યા માદલીયુ ખોલજે એમ કહી મદાલસા દેહ ત્યાગ કરે છે

## મૃત્યુ ટાણે તમે શુ કરો છો?

તમે મૃત્યુ ટાણે જતા શુ કરો? ધન મૂકી જવાના હો તો ચીલ કરો ન હોય તો હાયવોય કરો જો પુત્રો સારા હોય તો સતોષ પરતુ કોઈ ઉદ્ધત હોય તો તમને જતા જતા દુ ખ થાય પરતુ મદાલસાને પૂર્ણ શ્રદ્ધા હતી કે મારા વડે સસ્કાર પામેલો મારો પુત્ર ક્યારેક પણ સાચે માર્ગે આવશે

આ બાજુ ઋતુરાજ પણ સ્વધામ પહોચી જાય છે સાતમો ભાઈ ગાદી ઉપર આવે છે માતા પિતાના ગયા પછી આસક્તિમા પડી જાય છે આ વાત સન્યસ્ત થયેલા ભાઈઓને ખબર પડતા તેઓને દુ ખ થાય છે કે ભાઈની દુર્ગતિ થશે તેનુ રાજ્ય પડાવી લેવાની તરકીબ અન્ય રાજાની સહાયથી નાના ભાઈની સામે થાય છે સુખની ચિત્તામા આપત્તિના એક એક પહાડ જોતા નાનો ભાઈ મુઝાઈ જાય છે ચારે બાજુ સૈન્ય ઘેરી વળી રાજ્ય સર કરતા જાય છે માતા પિતાને યાદ કરે છે ભાઈઓને યાદ કરે છે કોની સહાય માગુ? એકલો શુ કરૂ? ચિતામા પડે છે ત્યા માતા મદાલસાના શબ્દો યાદ આવે છે

## માદલિયાનો પ્રભાવ

એકાંતમા જઇને હાથે બાધેલુ માદળિયુ છોડી નાખે છે ખોલતા અકળાઈ જાય છે તેમાથી નીકળેલી ચીઠ્ઠીમા શ્લોક જુએ છે વાચે છે એક વાર બે વાર સમજાતુ નથી પણ માતા પરની શ્રદ્ધા અથાગ છે મારા હિત માટે જ આ ગહન વસ્તુ બતાવી છે મારે ઊંડો વિચાર કરવો જોઇએ. અંતે શ્લોકનો અર્થ સમજાય છે વિવેક ચક્ષુ ખૂલી જાય છે દૈયુ વૈરાગ્ય રસથી તરબોળ બનતા રાજઋદ્ધિ તૃણવત્ ગણી ફેકી દે છે અને ભાઈઓને મળે છે બધા ભાઈઓ હર્ષ પામે છે માદલિયાના પ્રતાપે દુખ દાવાનળમાથી બચી જાય છે

### બગાનુ દુખ જોઈ દુખ થાય છે?

તમારો ભાઈ દુખમા આવે તો તમે શુ કરો ?

તમારો સ્વાર્થ હોય તો થોડી મદદ કરો સ્વાર્થ ન હોય રાગ ન હોય તો ખરેખર ! એ તો એ જ લાગનો છે સૌના કર્યા સૌ ભોગવે તમારા રૈયામા દુખ તો છે પણ દુખી તરીકેની પણ દયા આવતી નથી સાચો ભાઈ ત્યારે જ કહેવાય કે જે પડતાને ઉગારે.

આ ભાઈઓમા શિક્ષણ ક્યાથી આવ્યુ ? માતા પિતાના સસ્કારથી

જીવનનો સાચો શણગાર સસ્કાર છે તેને લાવવા માટે જીવનમા સદ્જ્ઞાન અપનાવવુ જોઇએ જેથી સારાસાર સમજાય સદ્‌વાણી વડે જીવન બહેકાવવુ જોઈએ. જેનાથી

સવના અતરની મમતા પ્રાપ્ત થતા સ્નેહ–સુખ પ્રાપ્ત થાય સદ્વર્તનથી જીવન વ્યવહાર શુદ્ધ બનાવાય અને સદ્ભાવ નાથી આતરિક જીવન દશા શુદ્ધ બનતી જાય

આ ચાર પ્રકારથી ઘડાયેલુ જીવન કયારે પણ અસસ્કાર કે કુસસ્કારને માર્ગે વળે નહિ. પાપોદયથી કદાચ તે માર્ગે જાય તો જતા પણ દિલના સસ્કારો એને પોકાર પાડે છે જતા અટકાવે જાય તો પશ્ચાતાપના આસુથી તે પવિત્ર બ યા વિના રહે નહિ

જો જીવન સુસસ્કારથી મઢાયુ હોય તો જ માટે જ જીવનમા ફક્ત સુસસ્કારના આદર્શની બૂમરાણોથી ગજવતા પડઘાને દૂર કરી જીવનને સુસસ્કારથી મઢી ભાવિ પેઢીને ઉ નત કરવા કાજે સુસસ્કારની સૌરભ ચાર તરફ પ્રસારીએ.

સુસસ્કારથી આત્મા પોતાના અખ ડ સ્વાદનો અનુભવ કરી શકશે.. સર્વે એ ચિદાન દના લોકના બને એજ અભિલાષા



# કર્મની વિચિત્રતા

જણુણી જાયઈ જાયા, જાયા માયા પિયા ય પુત્તો ય
અણવત્થા સસારે, કમ્મવશા સવ્વજીવાણ

શાસ્ત્રકાર મહારાજા મહા ભયકર દાવાનળમા બળતા આત્માના શાન્તિ માટે આ જન્મ-જરા-મરણાદિ ભય ટાળવા માટે એક વખત નહિ પણ અનેક વખત કહી ગયા કે સસારમા પ્રાણી અનેક વખત જન્મ લે છે અને મરણ પામે છે

જે આત્મા જન્મે છે તે મરણનુ સર્ટીફીકેટ જન્મ સાથે જ લઈને જન્મે છે જેણે જન્મ નથી લીધો તેને મરણ સર્ટીફીકેટની જરૂર નથી પણ જ્યા સુધી જન્મ ગમે છે ત્યા સુધી કર્મનો અત નથી અને જ્યા સુધી કર્મનો અત નથી ત્યા સુધી સસારનો પણ અત નથી

અજ્ઞાની કહેશે કે મરીને જન્મ ન લેવાનો હોય તો આ દુનિયાદારીના રગ-રાગ વિલાસ માતા પિતાનો સ્નેહ વગેરે ક્યાથી મળશે? એટલે આત્માને તો જન્મ જ ગમે છે પરતુ જ્યા સુધી જન્મ ઉપર પ્રીતિ છે ત્યા સુધી કર્મના બધનમાથી મુક્ત થવાતુ નથી

કર્મથી માનવીની કેવી ગતિ થાય છે? કર્મ માનવી ઉપર પણ કેવા પ્રકારના ઝુલ્મ ગુજારે છે તે આગળ સમ જાશે. બાકી મરણુની સાથે જ મની ઇચ્છા રાખશો નહિ. અને જ મની ઇચ્છા રાખો તો કર્મથી વિમુક્ત બનતા શીખજો તો જ સસાર અલ્પ થશે. બાકી રગરાગ–માતા પિતા–સ્વજન સ્નેહીઓ તો અનતી વાર કર્યા અને અનતા થશે પણ અનતા ભવોની કરેલી કમાણી અને કર્મોનુ કદન થશે ત્યારે સિદ્ધિમા જવાશે તેનુ શું?

ત્યારે તમારે સિદ્ધિમા જવુ છે ને?

સભા, હા સાહેબ

ત્યા બૈરી–છોકરા–કુટુબ કબીલા મોટર લાડી વાડી ગાડી જ કાંઈ નહિ મળે. પછી ગમશેને ત્યા કે નહિ?

સભા કેમ નહિ ગમે?

સિદ્ધિનુ સુખ કેટલુ! અહીં તમે એક લાખની બિલ્ડીગ બધાવી, રેડીઓ ફોનોગ્રાફ આદિ વાજીંત્રો વસાવી, ગરમ અને ઠડી ઋતુના સાધનો બનાવી, તમારા કુટુબ પરિવાર સાથે રહી જેટલુ સુખ ભોગવો તેના કરતા અનતગણુ સુખ સિદ્ધિમા રહેલુ છે

આપણો આત્મા સસારમા અનતીવાર આવ્યો જ માતા હતી તે બેન બની–બેન બનીને પત્ની બની–પત્ની મટીને પતિ બને. એમ મારૂ મારૂ કરી ઘણુ જ ગુમાવ્યુ

"મારૂ મારૂ મમ કર જીવ તું,
જગમા નહિ તાહેરૂ કોય રે"

હે જીવ ! તુ શા માટે જગમા મારૂ મારૂ કરે છે? વિચાર કર કે જગતમા તારૂ કોઈ જ નથી આખી દુનિયા સ્વાર્થ ભરી છે

જો દુનિયામા તારા માનેલા તારા જ હોત તો અત સમયે તારા સ્નેહીજનો તારી સાથે જ આવે, સ્મશાને વળાવીને પાછા ન ફરે તારી પાછળ આસુ સારે છે તે શેના છે? લોક વ્યવહારના છે સ્વાર્થના છે હૈયાના અતરાલમાથી સાચા આસુ નીકળતા નથી તમારૂ કોણ? આ જગતમા દેવ-ગુરૂ-ધર્મ સિવાય તમારૂ કોઇ નથી જો હોત તો સમ્રાટ સિકદરને છાતી ફાડીને રડવુ ન પડત અને કહેવ ન પડત કે દુનિયાને બતાવવા હાથ તે પાપ અને પીળુ તે પુણ્ય આ બે જ માનવીની સાથે આવે છે તે સિવાય મારાપણાથી કોઈ જ પદાર્થ સાથે આવતો નથી સિકદર દુનિયામા દરેક વસ્તુ પર વિજેતા બન્યો, પણ મરણ ઉપર ન બન્યો પુણ્ય અને પાપ બે સાથે લઈ ગયો

અનેક દષ્ટાતો વાચ્યા અનેક વખત વાણી સાભળી પણ હૈયામા કે જીવનમા ન ઉતારી આપણા સ્વાર્થમા ચકચૂર બની આપણો જ વિચાર કરીએ અને આત્માને સભારીએ પણ નહિ તો આત્માની ગતિ કેવી? આત્માનુ ઉત્થાન કેવુ? પતનની જ દશા ને?

विचित्रा कर्मणा गति. ।

કર્મની ગતિ વિચિત્ર છે તે ગતિને થભાવી શકવાની

કોઈની તાકાત નથી હાચ રૂઝવતથી પણ તે ગતિ થભી શકતી નથી તીર્થંકરો, ચક્રવર્તિઓ, રાજા-મહારાજા પણ આ આ કર્મની અસ્ખલિત ગતિને રોકી શકતા નથી તેથી કર્મને બાધતા પહેલા તેનાથી બહુ સાવધાની રાખવાની આવશ્યકતા છે

જે કર્મનો કર્તા છે તેજ કર્મનો ભોકતા છે જ્યા સુધી કર્મ ભોગવાઇ જતા નથી ત્યા સુધી સસારથી મુકત થવાતુ નથી મહાત્માઓ કર્મ ખપાવવા સ્વય કર્મને આહ્વાન કરે છે હોશે હોશે કર્મનુ સ્વાગત કરે છે અને કર્મ જ્યારે કુઠારા ઘા કરીને થાકી જાય છે હારી જાય છે પછી જ આત્મા-પરમાત્મા બને છે

તત્ત્વદષ્ટાઓ સમજાવે છે કે હે આત્મન્! તુ આ ચોર્યાંશીના ચક્કરમા ફરી ફરીને માનવના ભવમા આવ્યો ઉત્તમ કુળ, આર્યક્ષેત્ર, જિનાગમ જિનમદિર વગેરે મળ્યા અહીથી જેવો માલ જોઇએ તેવો ખરીદી લેજે કારણ

ભવોભવ નિવારવા માટે મનુષ્યભવ એજ મોટામા મોટુ બદર છે આ બદર ઉપરથી જેવા પ્રકારનો માલ લેવો હશે તેવો મળશે તેથી હે આત્મન્ આ બદર ઉપરથી જેવો માલ જોઈએ તેવો તુ લઇ લે

આ માનવ બદર ઉપર આવ્યા પછી આત્મા ધર્મ કરણીનુ ન લે આવ્યો તેવો પાછો જાય તેને તમે બધા શુ કહીને નવાજો?

રાખામથી હીરો ધોધે જઇને પાછો આવ્યો.

બરાબર કહ્યું તમે બધા હીરા જેવા તો નથી ને? હીરો તો નામનો જ હીરો હતો પણ મૂળમા તો મૂર્ખ હતો તમે હીરા કરતા ડાહ્યા અને ચતુર છો પછી

માનવ બદરેથી ખાલી હાથે પાછા ફરો તો હીરા જેવાને!

આપણે તો હીરો ધોધે જઇને પાછો આવ્યો તેવુ કરવુ નથી માનવ બદર ઉપરથી નિશ્ચિત કરવાનુ છે કે મારે અમુક માલ લેવો છે કર્મની પણ બરોબર કરી લેવી છે જે કમાણી કર્યા પછી કર્મો આવે તો સામે પગલીએ તેનુ સ્વાગત કરીએ સ્વાગત કર્યા વિના કર્મથી વિનિર્મુક્ત આત્મા બની શકતો નથી કર્મને આધીન એવા પામર પ્રાણી માનવ રૂપી બદર મળવા છતા કમાણી કરી શકતા નથી એથી જ આપણને આજનો વિષય

વિચિત્રતા કર્મણા ગતિ રાખ્યો છે કર્મની ગતિ વિચિત્ર છે

માલવ દેશની અદર ઉજ્જૈન નગરી જે નગરી પવિત્ર પુણ્યાત્માઓથી મઢેલી છે

તે નગરીમા ચતુરદાસ વાણીયો રહેતો હતો વાણીયાની બુદ્ધિ જ્યા વપરાય ત્યા કાર્યની સિદ્ધિ થયા વિના રહે નહિ. રાજમદિરમા પણ વાણિયાની બુદ્ધિ વખણાય

એવા ચતુરદાસને અઢળક સપત્તિ અને સમૃદ્ધિ હોવા છતા ખોળાનો ખુદનાર સપત્તિને ભોગવનાર અને સાચવનાર

એકે પુત્ર ન હતો બે બે સ્ત્રીઓ પરણ્યો છતા એકે પુત્ર નથી થતો પણ ઉપરથી બંને સ્ત્રીઓ મરી ગઈ

નસારની લાલસામા પ્રાણી લેપાઇને ભાગ્ય વિના ફાંફા મારે છે પણ તે મૃગતૃષ્ણા કદી ફળતી નથી ચતુરદાસની તૃષ્ણા બળીને ભસ્મ થઈ ગઇ, છતા તે ઉદ્યમથી ચ્યુત થતો નથી. તે સમજે છે કે ભાગ્યને આડુ એકાદ પાદડુ આવી ગયું હશે જે પુરૂષાર્થના પ્રાબલ્યે ખસી જાય તો મારી આશા સફળીભૂત બને મારા ભાગ્યમા બે સ્ત્રીનુ ભલે સુખ ન હતુ હુ ત્રીજી સ્ત્રી પરણુ અને છોકરા મને મળે તો બસ મારી જિદગી જીવ્યો પ્રમાણુ

ચતુરદાસે બન્નેે સ્રીધી પુત્ર પ્રાપ્તિ ન થતા અને તે પણ યમધામ પહોચતા ૪૫ વર્ષની ઉમરે ત્રીજા લગ્ન કર્યા ચતુરાના શુભ પગલા થયા ભાગ્યની આડે આવેલુ પાદડુ ખસી જતા પુત્ર પ્રાપ્તિ થઈ મેઘકુમાર નામ પાડયુ

એકના એક ચિરજીવી માટે ચતુરદાસ નવી પધ્ધતિનો બગલો બધાવે છે સવારે ઉદયવેળાએ જે રગો હોય તેવા રગો અને અવનવી ચિત્રાવલિથી યુક્ત બગલો બધાવી વાસ્તુ પૂજા રાખે છે બગલામા જમણ રાખે છે સ્નેહી સ્વજનોને આમત્રણ આપી દરેકનુ સ્વાગત કરે છે સન્માન કરે છે આ સત્કાર અને સન્માનમા ઊડે ઊડે માનનુ અભિમાન રહેલુ હોય છે તેથી જ તેમા પોતાની બધીજ શકિત ખરચી નાખવા તત્પર હોય છે

ચતુરદાસ ત્રિકાળજ્ઞાની મુનિમહારાજને બોલાવવા માટે જાય છે ગામમા મુનિ મહારાજ હોય તો તેઓશ્રીને વહોરાવ્યા વિના તમે ભાણા ઉપર બેસો નહિ ને ?

કે પછી મહારાજ આપણે ઘેર આવે છે એટલે આપણુ આગણુ પવિત્ર થઈ જશે અને આવશે જ એ વિચારે ભાણા ઉપર બેસી જાવ છો ?

મહારાજ આવે છે અને આવશે આવી ભાવના જ મનમા સઘરી રાખી હોય તો સમજવાની જરૂર છે કે હજુ આપણને ધર્મ જ પચ્યો નથી ધર્મ પચાવવા માટે ઉંડી ગભીરતા અને વિશાળતા આપણામા જોઈએ

મુનિમહારાજ ચતુરદાસને પુછે છે, કેમ મહાનુભાવ ! આજે કેમ બોલાવવા આવ્યા છો ? કાઈ છે ?

ચતુરદાસ ગુરૂદેવ ! આજે મારે ત્યા વાસ્તુ પૂજા છે તે માટે સ્નેહિસ્વજનોને સત્કારવા ભોજનામત્રણ કરેલ છે, તે આપશ્રી પણ મારા ઉપર અનુગ્રહ કરો

મુનિરાજ વાસ્તાનુ અમને ખપે નહિ જે ક્રિયા જે વિધિ સસારને પોષનારી હોય, તે ક્રિયા કે તે વિધિ માટેનુ બનાવેલુ ભોજન સાધુઓ ખપાવે નહિ

ચતુરદાસ તો ગુરૂદેવ ! બપોરે, પૂજામા પધારશોજી

ગુરૂદેવ જેવો યોગ જોઈશુ

ચતુરદાસને ત્યા ગુરૂમહારાજ બપોરે પધારે છે ચતુરદાસ કહે કે ગુરૂદેવ મારો સાત માળનો બગલો તો જુવો ગામમા આવો ઉચો અને સુદર કળાથી શોભતો બગલો કોઈનો નથી

વળી કળા શિલ્પમા અમે કઇ જાણતા નથી આપ કૃપા કરીને જે કાઇ ખામી હોય તે જણાવશોજી

ચતુરદાસ ! મકાન સુદર છે નકશી પણ સુદર છે જડને સુદર બનાવવુ એમા કાઈ કળા નથી પણ કળા છે ચેતનને સુદરતમ બનાવવામા છતા યે

મુનિમહારાજ બેલતા બોલતા અટકી ગયા

ચતુરદાસને શકા પડતા પૂછ્યુ કે મુનિરાજ ! આપશ્રી કેમ અટકી ગયા ?

મુનિ કહે, અત્યારે કહેવાનો સમય નથી અવસરે વાત

ચતુરદાસને દિલમા ચેન પડતુ નથી. કામ કાજમા ચિત્ત લાગતુ નથી "મન વિના મ્હાલવુ ને ભીતે ભીતે અથડાવુ"

આપણે સામાયિક પ્રતિક્રમણ નવકારવાળી ગણતા હોઈએ આખો બધ હોય છતા મન નવકારવાળીમા ન હોય મન એક સ્થાને સ્થિત નકરેતુ હોય આત્મધર્મમા ફરતુ ન હોય તો આરાધના જોઈએ તેટલી ફળદાયી બનતી નથી

ચતુરદાસ વિચારે છે કે મુનિરાજને બગલો પસદ પડયો નથી પૂજ્ય પૂરી થઇ ગુરુમહારાજ ઉપાશ્રયે પધાર્યા. અને તે દિવસ પસાર થઇ ગયો

બીજે દિવસે મુનિરાજ ગોચરીએ નીકળ્યા અને ચતુર દાસના બગલે આવ્યા ચતુરદાસ અને ચતુરાને ખબર નથી

બપોરનો સમય છે ઉપર ચતુરદાસ ચતુરા અને બાળક મેઘ બેઠેલા છે શેઠ ચાહનો ઓર્ડર આપે છે ચાહ તૈયાર થઈને આવી ગઇ

એક ચાહનો બંધાણી તેના મરણ પહેલાં કહી ગયેલો કે મારી નનામી ઉપર શ્રીફળને બદલે બૂક બો હના ડબ્બા બાધજો " રામ રામ " ને બદલે ' ચાહ ચાહ ' પોકારજો. સ્મશાનમા બધાને ચાહ પીવડાવજો.

આ કવિતા તમને બધાને પસદ પડી હશે '

તમોને પણ ચાહદેવી વિના ચાલે નહિ ને ?

ચાહ પીએ નહિ તો આળસ આવે ઊંઘ આવે કામમાં ચેન ન પડે ચાહનો નશો એવો છે કે, બૈરી વિના ચાલે, છોકરા વિના ચાલે પણ ચાહ વિના ચાલે નહિ

ચતુરદાસ અને ચતુરા બંને બપોરે ચાહ પી રહ્યા છે પાસે જ બાળક મેધ પેશાબ કરે છે તેના છાટા શેઠની ચાહમા ઉડે છે

શેઠાણીએ કહ્યુ નાથ ! આ ચાહ કાઢી નાંખો !

શેઠ એ બાળકના છાટા એ પેશાબ નથી પણ અમૃત છે જોયું ! પિતાને કેટલો મોહ છે?

જે પિતાને બાળક પર અત્યત મોહ હોય છે તે બાળકને પિતા ઉપર મમતા હોય છે ખરી ?

સભામાથી આજના પુત્રોને નહિ,

તો તમે શા માટે ઘેલા થાવ છો ?

રાજા શ્રેણીકને કોણીક ઉપર કેટલો મોહ હતો ? જ્યારે પુત્ર કોણિકને શ્રેણીક ઉપર કેટલો મોહ હતો ? કેદખાનામા નજર કેદ કરીને, ઉપરથી મીઠાના પાણીના કોરડા વતી પિતાને માર મારતો એ જ કોણિક જે સમયે જન્મ થતા ઉકરડામા નાખેલ કોણિકની આગળી જ્યારે કુકડો ખાઇ જાય છે અને લોહી નીકળે છ વેદના થાય છ ત્યારે અસહ્ય વેદનાને જોઈ ન શકતા પિતા શ્રેણિક પોતાના મુખમા પુત્રની આગળી નાખી લે તે જ પિતાને આજે પુત્રના હાથે દારુણ માર પડે

! વિચિત્રા કર્મ ની ગતિ કેવો મોહ છે !

સ સારમા તમે પણ મોહથી પાગલ બનેલા એવા મારુ મારુ માનો છો પણ તમારુ કોઈ નથી.

મોહવશ ચતુરદાસ ચાલ્યો જાય છે મુનિરાજ દાન્ત ઉપરથી બધુ વૃત્તાંત સાભળે છે સ સારની આવી વિચિત્રતાથી આર્દ્ર બની જાય છ સ સારમા શુ પ્રાણીઓ આવી રીતે જ મોહથી અ ધ બનતા હશે ? મારુ મારુ કરીને મરતા હશે. મુનિરાજશ્રી હસે છે ચતુરદાસ જોઈ જાય છ

મુનિરાજ ઉપાશ્રયે આવે છે

એક દિવસ ગયો બીજો દિવસ ગયો ત્રીજો દિવસ ગયો મુનિરાજ શેઠની દુકાન આગળથી જાય છે તેવામા એક કસાઈ એક ઘેટાને કસાઇખાને લઈ જતો હતો ત ઘેટો શેઠની દુકાન આગળ આવી દુકાનને જોઈ પૂર્વભવના કોઇ સ બ ધ વડે દુકાનમા ચડી ગયો, કસાઇ ખેચા ખેચીને લઈ જાય છ

પણ ઘેટો ત્યાંથી ખસતો નથી શેઠને થયું કે આ ઘેટો ખસશે નહિ અને દુકાનમાં ઊભો રહેશે તો માર્ક માથે પડશે શેઠ નોકરને બોલાવે છે અને ઘેટાને ગળેથી પકડી દુકાન નીચે ઉતારી મુકે છે બે ત્રણ વાર એમ કરતો ઘેટો પરાણે ઉતરે છે કસાઈ તેને માર મારી લઇ જાય છે

ત્યાંથી પસાર થતા મુનિરાજ આ દ્રશ્ય જુવે છે એના ચેત મુનિરાજનું હૈયું મીણની માફક પીગળી જાય છે મુનિરાજ જ્ઞાની છે આ ઘેટાને બચાવવા યત્ન કરે છે પેઢી ઉપર શેઠ બેઠા છે મુનિરાજ શેઠને કહે છે કે આ બકરો કોણ હતો તે તું જાણે છે? તારી જ દુકાન પરથી ખસતો નથી તેનું શું કારણ?

ગુરૂદેવ! આપ જણાવો હું કાંઈ જ જાણતો નથી

એ તારો બાપ છે આ જ દુકાનમાં ઘરાકો સાથે લેવડ દેવડમાં અનીતિના પાસા વડે ઘણાને ઠગીને તે ઘેટો થયો છે

હેં હેં અરરર તો હું હમણાં જ જાઉં અને કસાઈ પાસેથી મુકત કરાવું

દૂરથી ચતુરદાસે જોયું કે કસાઇ ઘેટા ઉપર છરી ફેરવી રહ્યો છે હું પહોંચીશ ત્યાં સુધી એને ખતમ કરી નાખશે એથી દૂરથી જ બુમ મારી

રહેવા દે મારીશ નહિ. આ ઘેટો મારે ખરીદ કરવો છે

આમ શેઠ બુમ મારે છે કસાઇના કાનમાં શબ્દો પડે તે પહેલા જ ઘેટાના ગળા ઉપર છરી ફરી ગઈ

હેવ? નીજી પત્નીથી તને પુત્ર થયો તે પુત્ર તારો નથી

ચતુરદાસને આચકો લાગ્યો કે જે પુત્રના પેંડા બાટા હતા અને તે વાત પી ગયો છતા તે પુત્ર મુનિએ કહ્યુ એ પુત્ર તારો નથી

ચતુરદાસ ગુરુદેવ! એ પુત્ર મારો જ છે તે તમે શા માટે ના કહો છો? આ મારા ન હોય તો, મને પ્યાર અને પ્રેમ કેવી રીતે આવે?

જ્યા સુધી સાચો વૃત્તાન્ત જાણ્યો નથી, ત્યા સુધી પ્યાર અને પ્રેમ આવશે મોહમા પાગલ બનાશે

બાકી આ સસારમા કોઈ તારુ નથી તારુ કોઈ થવાનુ નથી જીવ એકલો આવ્યો ને એકલો જવાનો છે આધળી શેરીના આધળા થઈને ફર્યા કરવાથી સ્વાર્થ ઘરની ખેલાતી રમતોનુ આ ચેતનને ભાન ક્યાથી થાય?

ભાઈ! તારા ભાગ્યમા પુત્ર નથી આ પુત્ર તારો નથી ચતુરા તારી સ્ત્રી એના પગલા સારા હતા તારા પર એને પ્રેમ હતો તને ચતુરા પર અથાગ પ્રેમ હતો, પણ આ પ્રેમનો ભાગીદાર તારો મિત્ર રગીલદાસ બન્યો તેની તારા ઘરમા અવર જવર રહી રગ રાગમા વિલાસના ભોગવટાથી ઉત્પન્ન થયેલો તે તેનો પુત્ર છે તારો પુત્ર નથી

પોતાનુ કપટ બહાર ન પડે તે લક્ષ્યથી ચતુરાએ રગીલદાસને ઝેર મિશ્રિત દૂધ આપીને મારી નાખ્યો તેનો જ જીવ આ પુત્ર છે

તે કહેલ બધાવ્યો પણ તારૂં આયુષ્ય સાત જ દિવસનું છે જશ્યો એ જવાનો જ છે મરતા પહેલા યમદૂત લેવા આવે ને જવું તેના કરતા યમની સામા જવું તેનું નામ પંડિત મરણ દુકાનમાથી રાજીનામુ લેવું તે સારૂં કે નોકરીમાથી રજા મળે તે સારૂં ?

મરણ આવે ને મૂઝારી કોને ન છૂટે ! જેણે મોહ–માયાના બંધન તોડવા પ્રયત્ન કરેલ છે ભવ પરંપરાની જંજાળ જેણે ઘટાડી હોય છે તેને જ મૃત્યુ શબ્દ સાભળતા કંપારી ન છૂટે

સાત દિવસનું આયુષ્ય છે ચતુરદાસ પૂછે છે કે હવે કરવું શું "

ચતુરદાસ ! સમયની દોર હજુ તારા હાથમા જ છે સાધના કરવાના દિવસો ઘણા છે સાધી લે સંસાર તરી જા હવે વિલંબ કરવાની જરૂર નથી

ચતુરદાસ દીક્ષા લે છે મુનિમહારાજના કહેવાથી છ દિવસનું ચારિત્ર પાળી સૌધર્મ દેવલોકમા જાય છે

વર્ષો પછી મુનિરાજ ઉજ્જૈની પધારે છે ચતુરા શય્યા ઉપર સૂતી છે મુનિરાજને ધર્મ સંભળાવવા બોલાવે છે ચતુરા મુનિને ઓળખી જાય છે એનું મન સમજે છે એના દિલમાં દુઃખ છે જે એને સતાવ્યા જ કરે છે ચતુરા મુનિને જોઈ રડી પડે છે મુનિ આરાધના કરાવે છે ચતુરા બધાને

કમમાથી બહાર કાઢે છે અને પૂર્વે કરેલા પાપ માટે પ્રાયશ્ચિત માગે છે

મુનિ કહે છે કે બેન તુ બધી વાત મૂક કમની ગતિ વિચિત્ર છે જે તારો પુત્ર મેઘ છે તેણે જ તને ઝેર આપેલુ છે એક લોહી હોવા છતા બધી માલમિલકત મેઘના કબજામા આવી જાય એ હેતુથી ઝેર આપ્યું છે

કેવી ક્રૂર ભયંકરતા! કેવુ નિર્દયપણુ! પૂર્વભવનુ વેર તાજુ થતા અનેક તરકીબો દ્વારા વિનાશની હોળી સર્જે છે જીવનમા પ્રેમના તતુથી સ્નેહને વણી લેવુ

"પ્રેમથી પ્રેમ વધે જીવનમા
વેરથી વેર શમે નહિ જગમાં"

તે કારણથી જે નમ્યો છે તે સૌને ગમ્યો છે જે નમ્યો નથી તેનામા નમનનો ભાવ આવ્યો નથી જે માબાપને નમતા શીખ્યો નથી તે અરિહંત પ્રભુને નમત કેમ શીખે?

ચતુરા વિચારે છે કે પૂર્વે રંગીલદાસના ભવમા મે ઝેર આપ્યુ એ વેરથી આ ભવમા મને ઝેર અપાયુ

કેવો સંબંધ? પિતાપુત્રનો! પતિપત્નીનો! કે માતાપુત્રનો

જ્ઞાનીઓ કહે છે કે જગતમા કોઈ કોઈનુ થયુ નથી થતુ નથી અને થવાનુ નથી વળી હે આત્મન્!

તારા આત્માનું કલ્યાણ કરવું હોય તો ભવ સુધારવો હોય તો ચોર્યાશીના ચક્કરમા ફરવુ ન હોય

તો જન્મ સુધારવો પડશે, જન્મ સુધારવા કરણી કરવી પડશે. જન્મ પહેલા મરણ સુધારવું પડશે. વેરઝેરના ફંદામાંથી છૂટવું પડશે. સૌના પ્રતિ મૈત્રીભાવ પેદા કરવો પડશે તો તારો સંસાર અલ્પ બનશે અને તું કલ્યાણના પંથે સંચરનારો બનશે

સૌનું કલ્યાણ થાઓ સૌ સુખી થાઓ એવી શુભ ભાવના સાથે આજનું વ્યાખ્યાન સમાપ્ત



## પરમ બનવા પ્રયત્ન કરો

श्री तीर्थपान्थरजमा निरजी भवन्ति
तीर्थेषु वम्भ्रमणतो न भवे भ्रमति ।
द्रव्य व्ययादिहनरा स्थिरमेपद स्यु'
पूज्या भवन्ति जगदीशनथाचयन्त ॥

પરમ બનવા પ્રયત્ન કરો તમને થશે કે પરમ બનવા પ્રયત્ન કરો એનો અર્થ શું ? જ્યા સુધી પરમ શબ્દનો અર્થ ન સમજાય ત્યા સુધી પરમ બની શકાતુ નથી

પૂર્વે કહી ગયા કે ક્રોધ આવે ત્યારે ચાર નવકાર ગણવા જેણે ક્રોધને કાબુ રાખવા માટે પ્રયત્ન કર્યો હશે તે અવશ્ય પરમ બનવા યત્ન કરી શકશે

श्री तीर्थपान्थ सजसा निरजी भवन्ति । તીર્થના પ્રયાણુ કરતી વખતે તીર્થની વિશિષ્ટતા ધ્યાનમા રાખી જીવન પવિત્ર બનાવવા આત્માને તે તરફ પ્રેરીએ છીએ આત્મા

તીર્થસ્થાનમા નીકળે ત્યારે ત્યાંમા શુ ભાવના હોય? આ સ સારનુ પરિભ્રમણ છોડવા માટે તીર્થસ્નાન કમ નો કાટ કાઢવા માટે તીર્થસ્પર્શના છે આત્માનુ દર્શન કરીને પરમાત્મા બનવા માટે છે જતા પહેલા એવા પ્રકારની ભાવના હોય? અને ગયા પછી

એક જ શ્રી શત્રુજય–પાલીતાણા નામ બોલતા હ્યામા ભાવનાની ભરતી આવે ટ્રેઈનમા બેઠા પછી સિધ્ધાચલજીની દેરી જોઈને મન પુલકિત બની જાય ત્યા ગયા પછી ગિરિરાજની આઠ દશ યાત્રા કરે

યાત્રા કર્યા પછીનો સમય હરવા ફરવામા પસાર કરે કેટલાક તો ગિરિરાજ ચઢતા ચઢતા ટ્રાન્ઝીસ્ટર લઈને જાય હાથમા ટ્રાન્ઝીસ્ટર લેવા કરતા મુખમા પ્રભુ ભજનરૂપ ટ્રાન્ઝીસ્ટર હોય તો ??? ચઢતા ચઢતા વાતો કરવા માંડો એમ કરતા પ્રભુને ભેટવાની ભાવના ભાવમા ભરની કે કલ્પના ??

ગપાટા મારતા ચઢે, ચઢતા ચઢતા ગિરિરાજ આવી જાય અને પ્રભુને ભેટવા જાય ભેટીને ઉતરે પછી રાત્રે પાના રમે રમતા આવી પવિત્ર ભૂમિનો આનદ ભૂલી જઈએ છીએ તો આપણી દશા શુ થશે?

ચઢતા ચઢતા મુખેથી ' જિણ઼દા વ્હાલા રે વ્હાલા " આવા સ્તવનો ગવાય પછી ટ્રાન્ઝીસ્ટરની જરૂર પડે ખરી?

હવે તો માર્કેટમા નવી બનાવટ નીકળવાની છે કદાચ નીકળી ચૂકી પણ હશે? દીવાસળીના બાકસ જેવો નાનો

રેડીયો જેનુ વજન વીસ ગ્રામનુ રહેશે. નામ "રેડીઓ" પછી તો પૂછવાનુ રહેશે જ નહિને? આ તો મોહના ઘરની મજા છે એ તમને લલચાવીને પછાડશે ત્યારે સમજશો? વિષયોના ત્યાગમા છે રાગમા નહિ.

અધ્યાત્મનો આનંદ

એટલુ જરૂર ધ્યાન રાખજો કે અધ્યાત્મનો આનંદ લૂંટના માટે ભૌતિક આનંદદાયક સાધનોનો મોહ રાખશો તો તે બરાબર નથી. મોહના સાધનોને છોડવા જ પડશે રેડીઓ છાતીએ ચીટકાડી અળગો નહિ રાખો તો મરતી વખતે તે સાથે નહિ આવે પરલોકમા તેના શુંજનો અને નિનાદો સાભળવા નહિ મળે

કંકરો શત્રુંજય તીર્થની એક એક રજકણ એવી પવિત્ર છે કે પામર એવો આત્મા ત્યા પરમ બનવાની લાયકાત કેળવે છે સાથે અપૂર્વ આનંદને પ્રાપ્ત કરે છે પણ એ આનંદ અખંડ રહેવો બહુ મુશ્કેલ છે

આજે તો આપણી ઉલટી ગંગા વહે છે.

પરમસ્થાનમા પરમાત્મા બનવા જઇએ છીએ પણ પામર પણુ છોડીને જતા નથી એટલુ જ નહિ પણ પરમ બનવાના પ્રયત્ન પણ કરતા નથી પરંતુ ગાડરીયા પ્રવાહની જે વિચાર્યા વિના આપણે કાર્યમા પ્રવૃત્તિ કરીએ છીએ ઠોકર ખાધા પછી જ દષ્ટિ ખુલે છે ત્યા સુધી આખમીચીને જ ચાલીએ છીએ

, એક જ્યોતિષીએ એક ભોળા માનવીને કહ્યું કે તમારા માબાપ સ્વર્ગમાં ગયેલા છે. જેને સ્વર્ગમાં ગયેલા આ બાપને મળવું હોય એને હું મિલન કરાવી આપીશ. સ્વર્ગના મા બાપને તે જરૂર મળી શકશે. આ રીતે પોતાના પેટ માટે ધંધો ખોલ્યો.

, જ્યોતિષીએ ભોળવ્યા અને માનવીઓ ભોળવાયા. શું તેઓને ભાન નહોતું ? શું જ્ઞાન નહોતું ? શું સમજણ નહોતી ? કે જ્યોતિષીનું માની લીધું ??? અંધ શ્રદ્ધા પાછળ માનવીઓ પાગલ બની ગયા. એક પછી એક આવા પ્રકારની શ્રદ્ધા જો વીતરાગ પ્રતિ જાગે તો અવશ્ય આત્મા નજીકમાં પરમાત્માના પંથે પરમ બને.

જ્યાં સરકારને ખબર પડી કે તુર્ત જ્યોતિષને બોલાવી આવો ગોરખ ધંધો બંધ કરાવ્યો અને ભારે દંડ કર્યો.

માટે જ શાસ્ત્રકારો કહે છે કે કોઈ પણ કાર્ય કરતા પહેલા. હેતુ સિદ્ધિ લાભ. નુકશાન વિચારી કાર્ય કરવું. પણ આજે તો ઉલટી ગંગા વહે છે.

આજે તો ચંદ્રલોકમાં પ્લોટ અને બ્લોક લેવા માટે અરજીઓ નોંધાવવાની આવે તો તમે કેટલી નોંધાવો ? વિચાર કરો ખરા ? કોઈની સલાહ કે કોઈને પૂછવાનું ગમે ખરા ? જરાયે નહિ. તમે વિચાર કરશો કે વિલંબ કરીશ અને અરજી ભરાઈ જશે તો હું રડી જઈશ. ચંદ્રલોક જવા માટે પાસપોર્ટ નીકળનો નથી જવાનું પણ નથી. આ તો બધી ભ્રમણા અને સોનેરી સ્વપ્ના છે. જે

દિવસે ત્યાં જવાશે તે દિવને ઉથલપાથલ થઈ જશે પણ આજે વિજ્ઞાનની આગેકદમ ભરતી નવી નવી શોધ સમક્ષ આપણા હૈયા શ્રદ્ધાથી કમજોર બની જાય છે વિજ્ઞાનને મર્મ સમજવાની ગેરસમજથી મગરૂર બની જઈએ છીએ આ છે આપણી અધીરતા ઉતાવળ પામરતા કે ગંભીર ભૂલ., જ્ઞાની કહે છે કે ધર્મતત્ત્વ ગંભીરને પચે અધીરને નહિ

જુઓ ! તીર્થમાં ગયેલો આત્મા ભાવભ્રમણને નાશ કરવા વાળો થાય છે તીર્થમાં જઈને દ્રવ્યાદિ વાપરે તો તેની આત્મિક લક્ષ્મી સ્થિર થાય છે પૂજ્યના ચરણમાં એકાકાર બનતા પૂજક પોતે પણ પૂજ્ય બને છે, આમ પૂજકને પૂજ્ય બનતા વાર લાગતી નથી. આપણા દિલમાં પણ આવી જ ભાવના પડી છે

## આપણને તો પરમ બનવાના કોડ છે

આપણને મહાન બનવું છે....આપણને પરમ બનવાના કોડ છે પણ બનવા માટે કાંઈ જાતનો ઉદ્યમ નથી હું પામર છું હું કાયર છું, આની ભાવનાવાળો પરમ બની શકતો નથી પરમ બનવા હૈયામાં વિશુદ્ધ ભાવના લાવવી પડે છે વિશુદ્ધ ભાવનાથી આગળ જઈ પુરૂષાર્થ પ્રતિ દોરવો માટે નિર્ભયતાથી કાર્ય પ્રતિરત રહે સમયની દીર્ઘતાથી કંટાળે નહિ તો કોડ પુરા બને પણ

### શ્રેયાંસિ બહુ વિઘ્નાનિ

જગતની અંદર આપણે જે જે સારી પ્રવૃત્તિઓ

કરવા જઈએ તેમાં વિઘ્નો અનેક આવે છે વિઘ્નો આવતા પાછા પણ હઠી જવાય છે જે આત્મા સારી પ્રવૃત્તિમાથી પાછળ પડતો નથી અને સાહસ કરી શ્રદ્ધાથી આગળ વધવાવાળો થાય છે તે આત્મા પરમ બને છે જે પાછો પડે છે તે પામર બને છે

પરમપ્રતિ જવાની ઈચ્છાવાળાના હૈયામા કેવુ સમર્પણ હોય. કેવી વાચા ને ક્રિયા હોય તે જુઓ

કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રાચાર્ય મહારાજનુ ભાક્તદિલ પોકારે છે

तव प्रेष्योऽस्मि दासोऽस्मि सेवकोऽस्म्यस्मि किङ्करः ।
ओमिति प्रतिपद्यस्व नाथ ! नातः परं ब्रुवे ॥

હે પ્રભો ! હું આપનો મોકલાયેલ પ્રેષ્ય છું, હું આપનો દાસ છું, આપનો સેવક છું કિંકર છું હું તને એક જ પ્રાર્થના કરું છું કે નાથ ! તું મને હૈયાથી સ્વીકારી લે અને ઉગારી લે. તે પરમપદ પ્રાપ્ત કર્યું મને પણ એ પદ આપી દે

## આપણે પ્રભુ પાસે જઈને શું માગીએ છીએ?

એક બાજુ પ્રભુની સ્તુતિ લલકારતા જઈએ અને બીજી બાજુ મનમા શું વિચારીએ? મારી સ્તુતિ બધા સાંભળે મારા કંઠની સૌ પ્રશંસા કરે આમ જાને ? કાતો પુત્ર

માગો કા તો સુખ માગો.. કા તો વૈભવ માગો.. કા તો કીર્તિ એ સિવાય બીજુ કાઇ માગો ?

વીતરાગી પાસે રાગના સાધનો માગો પછી તમે પરમ બનવા પ્રયત્ન કરો હજારો વર્ષો ચાલ્યા જાય કરોડો વર્ષો વ્યતીત થઇ જાય તો પણ પામર પણુ છૂટીને પરમપણુ પ્રાપ્ત થતુ નથી કારણ પરમાત્માની પાસે ગયા પછી પણ પામરતાનો રગ જ જામે મોહના તોફાન જ જાગે

જ્યા સુધી પરમનો પ્રયત્ન થતો નથી ત્યા સુધી પરમાત્મા થવાતુ નથી

આત્મામા કેટલી શકિત ? ? ? અનતની શકિતનો માલિક આત્મા છે જે આત્માઓ તરી ગયા તેઓના આત્મામા જેટલી શકિત હતી તેટલી જ શકિત આપણા સૌના આત્મામા છે પરમાત્માએ આત્માની અનત શકિતનો ઉપયોગ "સવિ જીવ કરૂ શાસનરસી"ની ભાવનામા કર્યો, પરાર્થમા પરના કલ્યાણમા કર્યો ત્યારે પરમ બની ગયા આજે આપણે ભવમા ભટકતા રહ્યા કારણ તપાસો

જ્યા સુધી પરમ વસ્તુ સમજાતી નથી ત્યા સુધી પરમ બનાવવાના કોડ જાગતા નથી બજારમા જાવ અને વસ્તુ પરમ શ્રેષ્ઠ ન લાગે ત્યાં સુધી તે વસ્તુ ખરીદતા નથી કોઇને ત્યા જમવા ગયા હો તો પચ્ચીશ વાનગીઓ હોય તેમા જે પરમ ઉત્તમ વાનગી હોય તેના પર મન લલચાય છે,

કોને પરમ કહેવાય ?

જેણે આપણે પરમ માનીએ શ્રેષ્ઠ ગણીએ તેને જ પરમ માનવુ ? કે જૈન સિદ્ધાન્ત કહે તેને પરમ માનવુ ? આપણને જે ગમે તે પરમ નહિ પણ સિદ્ધન્ત કહે તેને જ પરમ કહેવાય.

જેઓ પરમાત્મા બની ગયા જેઓના ચરણમા આપણે શિર ઝુ।વીએ છીએ જે પૂજ્યની પૂજક બની આપણે સેવના કરીએ છીએ જેને જગત ચાહે છે જે લોકથી વિશિષ્ટ છે જે દુનિયાના રાગથી પરમ છે જેને અઢાર પ્રકારનો કચરો દૂર કર્યો છે જેવા કે અજ્ઞાન મોહ નિદ્રા ભય મૈથુન વિગેરે

પરમ બનનાર આત્મા શેમા રમે ?

જે આત્મા પરમ બને તે સ્વમા રમે છે, જે સ્વમા રમતો નથી તે પરમ બની શકતો નથી સ્વમા રમણતા કરતા કરતા ઉચ્ચ કક્ષાએ આત્મા આવે. અ તિમ ડીગ્રી ઉપર આવે એટલે પરમાત્માની ડીગ્રી ઉપર આવી જાય

તમારા જીવનની રોજનિશી તપાસો તમે જીવનમા પૂજ્યની કેટલી વાર પૂજા કરી ? કેટલી વાર પરમાત્મા સ્વરૂપને અવલોકયુ ? જિનેશ્વરદેવની સામે બેસીને કદી નિરજન નિરાકારપણુ વિચાર્યું ખરૂ ?

ભગવાનના અગ ઉપર નવ ટીલા કરી, એ વાટકા કેસર વાપરી, ગોદા મારી ચાલ્યા આવો તો એમ પૂજક પૂજ્ય બની શકતો નથી એ રીતે આ મા પરમાત્મા બની શકે નહિ

આ માનવભવ પામી વીતરાગવાણીના ધર્મોમીટ થી સારાસાર એટલે હેય-જ્ઞેય-ઉપાદેયને જાણો, આદરે અને પગના આત્માને સ્વવત્ ગણી સ્વપર કલ્યાણની અભિરુચિથી યુક્ત આત્મા જ સ્વમા લીન બની શકે છે સ્વમા લીન બને છે બાહ્ય સુખ, પદાર્થોના વિષયો પ્રતિની અભિરુચિ ઘટની જાય છે અને ધીમે ધીમે પરને ભૂલી જાય છે પરને ભૂલે છે ત્યારે પરમાત્મપદને પ્રાપ્ત કર છે પણ

આપણો પ્રયત્ન કેવો છે? કચરાની કોટડીમા કસ્તુરીને ભરવા જેવો

કચરાની કોટડીમા કસ્તુરી ભરવામા આવે તો લોકો શુ કહે? કસ્તુરીની કેટલી કિમત? હજારો રૂપિયાની અને તૃણ સરખો કચરો કસ્તુરીની કિમત ન સમજે તે આવી ભૂલ કરે આપણી કષાય ભરેલ દેહની કોટડીના કસ્તુરી સરખા પરમાને ભરવાની કોશીશ છે બદબોમા સૌરભ કયાથી ટકી શકે? જ્યારે પરને વિદાય દઈ સ્વત્વના નિર્ઝરથી દેહને નિર્મળ બનાવીશુ ત્યારે પરમને પામી શકશુ નહિતર અત્યાર સુધી ભક્તિ કરતા આવ્યા છીએ અને ભક્તિ કરીએ છીએ પણ અંજામ તો એવો ને એવો

પ્રભુની ભક્તિમા લીન બની લલકારવા માડો પણ હિત હેતુ રાખીને ' મારે તો તુ સમરથ સાહિબ તો કિમ ઓછું આણુ ''

હે પ્રભુ! આ જગતમા મને તું એવો સમર્થ મળ્યો છુ પૂર્ણ મળ્યો છુ જેની પાસે કઇ ન હોય તેને આપ

[ નાગ તુ મળ્યા પછી મારે ચિંતા કરવાની કે ઓછુ આણવાની જરૂર હોય જ નહિ ચિંતામણિરત્ન મળ્યુ છે વળી એને ગાંઠે પણ બાંધ્યું છે

આવા પરમ મળ્યા પછી અપૂર્ણ રહેશુ કે સમર્થ મેળવી પૂર્ણ બનશુ ?

પરમ બનવા પરમાત્માના ધામમા જઈએ છીએ પણ સાથે પામરતા લઇ જઇએ છીએ, પછી સમર્થ એવા પરમ પ્રભુ મળે તો યે પૂર્ણ કયાથી બનીએ?

આપણે વિચારીએ અચલપુરમા જિનદાસ નામનો શ્રાવક રોજ જિનેશ્વરદેવની પૂજા કરે છે સાથે ઘરના બધા વ્યક્તિ પૂજા કરે છે ઘરનો નોકર શ્રેષ્ઠીને પૂજા કરતા દરરોજ જુવે છે જિનદાસને નિયમ છે પૂજા કર્યા વિના મુખમા અન્નપાણી ન નાખવા

પરમપદને પામેલા પરમાત્મા મળ્યા પછી આપણામા સમર્પણનુ ચિહ્ન આવ્યુ કે નહિ? જિનદાસ જેવી ભક્તિ ભાવના આવી કે નહિ? નહિ , કારણ પ્રભુભક્તિ કરતા પહેલા આપણે આપણા સુખને જ વિચારીએ છીએ આપણે દુ ખને સહવાની કોશીષ કરતા જ નથી

શ્રેષ્ઠીનો નોકર દેવપાળ રોજ નદીના સામા કિનારે ગાય બળદ ચારવા જાય છે અને સાંજે પાછો આવે છે આ એનુ રોજનુ કર્તવ્ય થઈ ગયુ છે એક દિવસ સામા કિનારે જાય છે ત્યા એકાએક એની ડગ કડણ વસ્તુ સાથે

અથડાઈ તે જુવે છે ધારી ધારીને જોતા ખબર પડી ! મારા માલિક જેની પૂજા કરે છે તે જ આ ભગવાન છે

દેવપાળ પ્રભુની પ્રતિમાને કરમા ગ્રહણ કરી ઝૂપડીમ પધરાવે છે નદીના સ્વચ્છ જળથી સ્નાન કરાવે ને અં ત્યા જ પ્રતિજ્ઞા કરે છે કે આ પ્રતિમાની પૂજા કર્યા વિન મારે ખાવુ નહિ આમ પ્રતિજ્ઞા કરીને નિયમિત પાલ કરે છે

આમ સમય પસાર થતો જાય છે અને દેવપાર નહૂચ્યે પ્રતિજ્ઞાનુ પાલન કરે છે

એવામા મેઘરાજની પધરામણી થાય છે નદીના બં કાઠા ભરપૂર થઈ ગયા છે એક દિવસ બે દિવસ ત્રણ દિવસ સાત સાત દિવસ સુધી ધોધમાર પાણી પડે છ નદીના સામા કિનારે જવાય તેમ નથી

દેવપાલની કસોટી થઈ રહી છે

આજે આવી કસોટી આપણા ઉપર આવી હોય તે આપણે શુ વિચારીએ ? બાધા મારી મા ઢાળ પરથી ભાત પર જ આવા પ્રકારની અસ્થિરતા આપણને પરમ નહિ બનવા દે ત્યારે પરમ બનવા ઉદાર, અડગ, ધૈર્યશીલ અને શ્રદ્ધાળુ બનવુ પડશે

## દેવપાલની દેવ પ્રતિની અડગ શ્રદ્ધા

શેઠ દેવપાલને ગામના મદિરે દર્શન કરવા સમજાવે છે પણ તે પોતાના નિયમમા અડગ રહે છે સાત સાત

દિવસના ઉપવાસ થાય છે દેવપાલ નિયમથી ચલાયમાન થતો નથી આહાર વિના દેહ નિર્બળ થતો જાય છે પણ પ્રતિજ્ઞાને પ્રાણથી સાચવવાનું શૌર્ય અને ઔદાર્ય તેજસ્વી બને છે દેવપાલમાં જૈન ધર્મના સંસ્કાર સીંચાયા ન હતા છતાં પણ શેઠનાં સંસર્ગથી હૈયા પર પડેલા પ્રતિબિંબ વડે દેવપાલના જીવનમાં અતૂટ શ્રદ્ધા જાગી છે

એકાએક પ્રાપ્ત થયેલ પ્રતિમાજીને જોતા બહુમાન અને ભક્તિ જાગે છે અંતર ઉલ્લસે છે ઉછળતું અંતર પ્રભુજીની પૂજા કરવાની પ્રતિજ્ઞા તરફ એક અણનમ યોદ્ધાની જેમ ઝૂકવે છે

આપણા જીવનમાં તો જૈનત્વના સંસ્કાર સીંચાયા છે હંમેશા આત્માને ચેતન આપનારી વીરવાણી સાંભળીએ છીએ. છતા આપણી સ્થિતિ કેવી છે? દર્શન અને પૂજા કરવા જતા કેવી ભાવના રહે છે? કેવી સ્થિરતા રહે છે? ઘરમાં લગ્ન પ્રસંગ હોય, કામની ધમાલ હોય તો પૂજા પણ ન કરીએ. દર્શન પણ ન કરીએ રોજનું કરતા હોય તે પણ ચૂકી જઈએ છીએ

કોઇ પૂછે કે ભાઈ આજે આમ કેમ? તો તરત જ જવાબ દઈ દઈએ કે આજે તો ટાઇમ નથી આ છે આપણી નિર્બળતા અને કાયરતા

સંસારિક કાર્યમાં તન મન ધનની જહેમત ઉઠાવીએ છીએ ક્ષુધા પણ સહન થાય એને નિદ્રા પણ જતી કરીએ છીએ પરંતુ આત્મકાર્યમાં થોડી પણ અગવડ ખમી શકતા નથી કારણ હજી આપણે ..

## પરમાત્મા પ્રતિ સમર્પણ ભાવ જાગ્યો નથી

આપણને પરમાત્મા પ્રત્યે પ્રેમ જાગ્યો નથી. પ્રેમ જાગ્યો હોય તો શ્રધ્ધા નથી પ્રભુ મળ્યા છતા હૈયામાં સંસારની મમતા જ પ્રાણવાન લાગે છે પ્રભુ પાસે જતા પણ સંસાર તરફની રુચિ ત્યાજ્ય બનતી નથી તો પવિત્ર બનાય ક્યાથી? પવિત્રતા વિના પરમ બનવાનુ તો પર્વત પર જ રહ્યુ ને! સાચો સમર્પણભાવ જાગે ત્યારે ને!

એક કવિ કહે છે

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનુ કામ જોને
સુત વિત દારા શીશ સમર્પે તે પામે રસ પીવા જોને

પ્રભુને ભજવા પુત્ર પિતા દારા અને દેહને સમર્પિત કરે, પ્રભુ ધ્યાનમા સ્થિર બને, અને લયલીનતા રાખે તે પ્રભુને પામી શકે શૂરવીરો માટેનો આ માર્ગ છે પણ કાયરોનો નથી

શુ ગમે! પેપર, પરેડ કે પ્રભુ - જે સમર્પણમા કાયર બને તે પ્રભુ ન પામી શકે ઉઠતા સાથે પ્રભુ નામ બદલે પેપર લઈને બેસીએ દર્શન માટે આજ તો આપણે સમયને પણ કિંમતી ગણીએ છીએ. પેપર વાચતા વાચતા કોઈ ભલો મળી જાય તો કલાકોના કલાકો વહી જાય તો વાંધો નહિ પરેડ પણ ચાલે - આવી પ્રવૃત્તિ પછીથી પણ પ્રભુ પાસે જાય તો સારુ છે! પણ નો ટાઈમવાળાને બધા માટે ટાઈમ મળે. ટાઈમ ન હોય તો કાઢે પરંતુ પ્રભુ ભજવા માટે જ ટાઈમ

વી મળતો એથી એજ સમજવાનું કે પ્રભુ કરતા પેપર અને પરેડ વધારે પસંદ છે

જેને પ્રભુ ગમ્યા તેના વચનો કેવા હોય ?

અધ્યાત્મયોગી આનંદઘનજી મહારાજ ચોથા શ્રી અભિનંદનસ્વામી ભગવાનના સ્તવનમા જણાવે છે

દરિશન દરિસન રટતો જો ફિરૂ તો રણુ રોઝ સમાન,
જેહને પિપાસા હો અમૃતપાનની કિમ ભાંજે વિષપાન
અભિનંદન જિન !

હે પ્રભુ! જો દર્શન દર્શન કરતો જ હુ ફર્યા કરૂ તો રણના રોઝ જેવી રખડપટ્ટી છે પરંતુ જેને અમૃત પાનની પ્યાસ હોય તેને વિષપાન મળે તો તેની પ્યાસ છીપતી નથી

પણ હે પ્રભુ! તારૂં દર્શન અમૃત સમાન મને મળ્યુ છે તારૂં દર્શન એજ સાચુ દર્શન છે

આ ભાવના આવવી ઘણી દૂર છે

ત્યારે પરમ બનવા માટે પરમાત્માને પૂજવા પડશે

આત્મા એજ પરમાત્મા છે એમ માનવુ પડશે

સ્થિતપ્રજ્ઞ બનો અને આત્મા એ જ પરમાત્મા છે એમ માનો "Be Still and know that I am God" (બી સ્ટીલ એન્ડ નો ધેટ આઈ એમ ગોડ)

આત્મા એજ પરમાત્મા છે જો એમ હોય તો મંદિરો બનાવવા અને મૂર્તિઓ ભરાવવી શા માટે? તો પછી કવિઓ લેખમે ખોટા કે સિધ્ધાન્ત!

અનીવા જ સમજવાની જરૂર કે સિદ્ધાન્તમા કયાર પણ ફેરફાર ન થાય સિદ્ધાન કે કદિ કોઈ ખોટુ નહિ પણ આપણી વિચારશક્તિ મદ કે આપણી ગેરસમજ

જુઓ આત્મા એ પરમાત્મા છે આ આમા જ પરમાત્મા બનવાની શક્તિ પણ છે જેઓ પરમાત્મા બન્યા એની શક્તિનુ અને આપણા આત્માનુ માપ કાઢીએ તો પ્રમાણી ગણુ જ કે પરમાત્માદેવે પામરતાનો ગર્ભ ખસેડી નાખ્યો છે અને આપણા આત્મા કમ પામરતાના ગર્ભે સાથ લપેટાયેલો છે એ આપણા આત્મા અને પરમાત્મા વચ્ચેનુ અતર છે એ દૂર થાય કે આપણો આત્મા પણ પરમાત્માની સ્થિતિએ પહોચે

આલબનની જરૂર

પરમાત્માની સ્થિતિએ પહોચવા ગર્ભને દૂર કરવા જોઈએ ગર્ભને દૂર કરવા આલબનની જરૂર જીવ પ્રમાદ વશ છે માટે આલબન આલબનથી આત્માને પ્રેરણા મળે છે સ્વતશક્તિ આવે છે આલબનથી આત્મા ભાવમા રમણ કરે છે વિભાવને દોડે છે મોહરૂપ વિભાવદશાથી અગ્યારમા ગુણસ્થાનક સુધી ઊંચો ચડેલો ભાવમા રમતો આત્મા પાછો પડનારો થાય છે. અહીં સુધી આત્મા આલબન વાસી છે બારમે-તેરમે પહોચી ગયો ત્યા સિદ્ધાન્ત-મદિર-મૂર્તિની જરૂર નથી.

નિરાલબન દશા આવી નથી ત્યા સુધી તો આલબનની અવશ્ય જરૂર. મૂર્તિ મદિર સિદ્ધાતો આલબન રૂપ છે

જ્યા સુધી બાળક છે પગથીઆ ચડતા શીખ્યો નથી ચાલતા શીખ્યો નથી ત્યા સુધી તેને હાથ કે આંગળી પકડાવવી પડે નહિ પકડાવે તો ગબડયો જ જાણો એ ચાલતો શીખી જાય પછી આલંબનની જરૂર રહેતી નથી.

કેટલાક કહે છે કે હૈયામા ભાવના હોય તો દર્શનથી શુ વધારે છે? હજારો શૂન્ય મૂકો પણ આગળ એકડો ન મૂકો અની કિંમત નથી દ્રવ્યદર્શન વિના ભાવ દર્શન જાગતા નથી. એકડા વિનાના મીંડાની કિંમત નથી તેમ એકલા દ્રવ્યની કે એકલા ભાવની કિંમત નથી આપણે વિભાવ દશામા છીએ. વિભાવદશા ક્ષણે-ક્ષણે મુઝાવે છે વળી મનની અસ્થિરતા પણ ઘણી જ છે એની સામે સ્વભાવને ભૂલતા વિભાવની સામે પરમાત્માને ઓળખવાનુ પ્રતીક હોય તો તે દેખી મન પણ ઠેકાણે આવે. માટે પ્રતિમાના દર્શનની જરૂર છે એકલા ભાવવિહુણા પ્રતિમા દર્શનથી કાર્ય સરતુ નથી દ્રવ્ય વિના ભાવ આવતો નથી અને ભાવ વિના દ્રવ્યનુ ફળ નથી દ્રવ્ય અને ભાવથી કરેલ કરણી શુણુ સૌ ર્યની જેમ ખીલી ઉઠે છે

દેવપાળમા કેવળ દ્રવ્યદશાનની તીવ્ર ઇચ્છા ન હતી પરતુ તીવ્ર ઇચ્છાની સાથે ભાવનાનુ જોર અકથ્ય હતુ નહિ તો જુઓ આપણે હમેશા અકાસણા ઉપવાસ કરીએ છીએ છેતા દીવા બની જઈએ છીએ જ્યારે દેવપાળને તો ઉપવાસ શું છે તેની ખબર નથી એક નવકારશીનુ પચ્ચખ્ખાણ કર્યું નથી છતા સાત દિવસના ઉપવાસ તેને નિસ્તેજ કે ભયભીત બનાવતા નથી

દેવપાળને સાત દિવસના ઉપવાસ થયા છે જિનદત્ત શેઠ તેને પોતાના મંદિરમાં લઈ જાય છે દર્શન કરાવે છે પારણું કરવા કહે છે ત્યારે દેવપાળ પોતાની પ્રતિજ્ઞા કહી દે છે કે મારા પ્રભુજી ન મળે ત્યાં સુધી પારણું કરીશ નહિ. શેઠી પણ તેની ભાવનાને ખંડિત કરતા નથી.

## દેવપાળની તન્મયતા

સાત દિવસ બાદ આઠમા દિવસે પાણી ઉતરી જતા દેવપાળ ગાય-ભેંસ અને ઢોર લઈને નદીના સામા કિનારે આવે છે આવીને પ્રભુજીના દર્શન કરે છે એવો તદાકાર થઈ જાય છે એને કાંઈ જ ખબર નથી રહેતી એની તન્મયતા તો અનુમોદનીય છે તમે મંદિરમાં જાવ તો તમને ખબર ખરી કે મંદિરમાં કેટલા પ્રતિમાજી છે? પ્રભુની પૂજા કરી ખમાસમણા દીધા કે ઝટપટ ચાલ્યા જાવ.

## જ્યાં મેળવવાનું ત્યાં મેળવતા નથી

હજુ આપણે ઘણું મેળવવાનું છે તેના તરફ લક્ષ્ય અને ધ્યેય નથી લક્ષ્ય ન હોય તો સમજવું કે હજુ પામરતા ગઈ નથી આપણી જિંદગી ચાલી જાય છે લગભગ ઘણી જિંદગી એમની એમ ચાલી ગઈ થોડી હવે બાકી છે જ્યાં મેળવવાનું છે ત્યાં મેળવવાનો પ્રયાસ નથી થોડી જિંદગી રહી છે જો આત્માને નહિ સમજો તો અહીંથી સાથે શું લઈ જવાનું? સાથે કાંઈ જ નથી આવવાનું નહિ કંચન કામિની કુટુંબ કે કાયા આવશે સાથે કરેલી શુભ કરણી

અને અશુભ કરણી, દાન, ધર્મ કે પુણ્ય પોણી જિંદગી ગઇ અને બાકીની આમ હારી જશુ જ્ઞાનિઓ કહે છે કે આત્મા નતિને માટે ધર્મકરણી કરો

**દેવપાળને રાજ્યપ્રાપ્તિ**

દેવપાળ પ્રભુમા તન્મય બન્યો છે ત્યા તે દેવ પ્રસન્ન થઈને કહે છે કે-માગ, માગ, તુ જે માગે તે આપુ દેવપાળ કહે કે મને આ ગામનુ રાજ્ય આપો દેવ તથાસ્તુ કહીને અતર્ધ્યાન થઇ જાય છે સાત દિવસ પછી નગરીનો રાજા અપુત્રીયો મ ણ પામે છે મ ત્રી વિગેરે નાગરિકો પચદીવ્ય કરે છે હાથી દેવપાળના મસ્તક પર કળશ ઢાળે છે અને દેવપાળ રાજા બને છે

નાગરિકો કહે કે એક નોકરના હાથ નીચે જિંદગી વહાવવા ી નથી એની આજ્ઞા આખી પ્રજા માનશે નહિ ત્યાર કોઈની પુણ્યાઇ જોઈ આપણી આખમા ઈર્ષાનો કણો ખૂચે તો સમજવુ કે એ કણો તને જ નડશે હેરાન કરશે. તારા આખના કણામા તો સામા વ્યક્તિને હેરાન કરવાનો કોઈ તાકાત નથી પુણ્યાઇ તેનુ રક્ષણ કરે છે

દેવપાળની આજ્ઞા કોઇ માનતુ નથી તેથી તે મુઝાઇ જાય છે અને તરત જ દેવને યાદ કરે છે પ્રત્યક્ષ થયેલ દેવ કહે છે કે દેવપાળ! તુ માટીનો હાથી કરાવ અને એના ઉપર બેસીને ગામમા ફર એમ કરવાથી સર્વ પ્રજા તને આધીન રહેશે.

દેવના વચન પર શ્રદ્ધા છે વિશ્વાસ છે તે માને છે કે જેણે આપ્યુ એજ મારુ સભાળશે. કુભારની પાસે માટીનો હાથી બનાવ્યો અને એ માટીના હાથી ઉપર સ્વાર થઈને ફેરવા માડયો

બસ દુનિયામા ચમત્કાર ત્યા નમસ્કાર આપણા નમસ્કાર કેવા છે? સાચા દેવને નમીએ છીએ તે જ ભાવે ગુરુને નમીએ છીએને? અને જરા ચમત્કાર નજરોનજર જોઈએ તેને કેવી રીતે અને કેટલા ભાવથી નમીએ! તારતમ્યતા ખરી કે નહિ? જરા આત્માને પૂછો તો ખરા!

દેવપાળ હાથી પર આવે છે તેમા કોઈ મશીન ન હતું તે સમયે વિજ્ઞાન આટલુ વધ્યુ ન હતુ પ્રજાજનો તરત જ દેવપાળની શક્તિ પર વારી જાય છે અને રાજા તરીકે સ્વીકાર છે ત્યારે ચમત્કાર ત્યા નમસ્કાર ઝટ દેવપાળને પ્રભુભક્તિ ફળી ઈહલૌકિક સુખરૂપ રાજ્યપદ મળ્યું અને લોકોત્તર સુખદાયક એવુ તીર્થંકરપદને પ્રાપ્ત કરશે

ધન્ય એ ભાવના ! ધન્ય એ શ્રદ્ધા !!

એ જ શ્રદ્ધા ભાવના અને ભક્તિના તારે રાવણ પણ તીર્થંકર પદ પામ્યા

"નાટક કરતા રાવણ પામ્યો તીર્થંકર પદ સાર,
દેવપાલાદિક જિનપદ ધ્યાતા પ્રભુપદ લહ્યુ શ્રીકાર ભવિયા

આજે તો આપણને પ્રભુ આગળ નાચતા શરમ આવે અને સ્ટેજ પર નાચતા શરમ નથી આવતી

એથી જ આપણાથી પરમપદનુ પ્રતિબિબ દૂર છે

### આપણે ઘણા દૂર છીએ

તમે હરરોજ પરમપદને પામેલા પરમાત્માનાં દર્શન કરો છો પ્રભુના દર્શન કરતા કોઈ દિવસ એમ વિચાર્યું કે પ્રભુ! તમે પરમ બની ગયા હું! ક્યારે તમારા જેવો થાઉં? હું ઘણો દૂર છું પ્રભુજીના ગત જીવનના એક એક પાના ઉથલાવો પછી તમને હૈયામાં લાગે છે કે નહિ કે આપણે ઘણા દૂર છીએ આપણી ધર્મકરણી પણ વિશુદ્ધ નથી આહાર વિહાર અને વિકલ્પ પણ અશુદ્ધ છે ભાવના અને શ્રદ્ધા પણ વિશુદ્ધ નથી તો શાસ્ત્રકારોએ જે દર્શનનું ફળ જણાવ્યું છે તે ફળ કઈ રીતે પ્રાપ્ત કરાય? દર્શન કરવા જતા કેવો લાભ મળે છે તે બતાવે છે

### પ્રભુદર્શનનું ફળ

> यास्याम्यायतनं जिनस्य लभते ध्यायंश्चतुर्थं फलम् ।
> षष्ठं चोत्थितमुद्यतोऽष्टममथो गन्तुं प्रवृत्तोऽध्वनि ।
> श्रद्धालुर्दशमं बहिर्जिनगृहात् प्राप्तस्ततो द्वादशम् ।
> मध्ये पाक्षिकमीक्षिते जिनपतौ मासोपवासं फलम् ॥

મારે પ્રભુના દર્શન કરવા જવું છે અથવા હું પ્રભુજીના મંદિરે દર્શન કરવા જઈશ એટલી જ ભાવના આવે ત્યાં ચોથભક્તનું ફળ મળે છે વિચાર્યા પછી ઊભો થાય ત્યાં છઠ્ઠનું ફળ, ઊભો થઈને ચાલવા માંડે ત્યાં અઠ્ઠમનું ફળ પ્રભુના મંદિરની સમીપે આવે ત્યાં દસ ઉપવાસનું ફળ મંદિરના મુખ્ય દરવાજે દાખલ થતા બાર ઉપવાસનું ફળ.

મંદિરની સન્મુખ આવતા ૫૬૭ ઉપવાસનુ અને પ્રભુના દર્શન કરતા માસક્ષમણનુ ફળ મળે છે પણ શ્રધ્ધા અને ભાવના પૂર્વક કોઈ પણ સ્ખલના વિના અખંડ ગતિએ જાય તો જ ઉપરનુ ફળ મળે

અરે રે આ ! કેવા ભાગ્યશાળી !! થોડી મહેનત ને કમાવુ ઘણુ ખાતે પીતે ત્રીશ ઉપવાસનુ ફળ મળતુ હોય તો કોણ ગુમાવે ? અજ્ઞાની હોય તો ગુમાવે છે ખાધે પીધે ત્રીસ ઉપવાસનુ ફળ ગુમાવવુ કોને ગમે ?

ઘેરથી નીકળો નીચે આવો અને ટેલીફોનની ઘંટી સાંભળી પાછા ફરો તો ઉપવાસ છઠ્ઠનુ ફળ ઘંટીમા રહે ચાલવા માંડો ને રસ્તામા કોઈ મિત્ર મળે કોઈ સખી મળે વેપારની અને રસોઈની વાતો કરવા માંડો તો ઉપર કહેલુ બધુ યે ફળ ચાલ્યુ જાય

મંદિરમા પ્રવેશ કરો ત્યા બાર ઉપવાસનુ-સન્મુખ ૫૬૨ ઉપવાસનુ-પ્રભુદર્શનથી ત્રીશ ઉપવાસનુ-ફળ-વગર ભૂખ્યા રહે ત્રીશ ત્રીસ ઉપવાસનુ ફળ !!

આમ વિચારી પ્રભુને જોતા જ નમસ્કાર કરો પ્રભુની સ્તુતિ કરો ત્યા કોઈનો ધક્કો લાગી જાય તો

ધક્કો લાગે તો સ્તુતિ કરો, માસખમણનુ ફળ મેળવો કે ક્રોધથી ધમધમી જાવ ? જરા પારો ખસ્યો એટલે સમજવુ કે ત્રીસ ઉપવાસનુ ફળ ક્રોધમા ગયુ

અમૃત સમાન ભાવનાવંત કાર્યમા આવા ઉપસ્થિત થતા કલેશના પ્રસંગો સોમલ જેવા છે એવા પ્રસંગોમા સમતા ધારણ કરી ઘણી દુ કર છે માનવી અમૃત પચાવી શકતો નથી અને સોમલ પણ પચાવી શકતો નથી. જ્યારે સોમલ પચાવી શકશે ત્યારે જ અમૃત પચાવી શકશે અમૃત પચાવવા સોમલ પચાવવુ પડે પણ પચે ક્યારે? જ્યારે પરમાત્મા પ્રતિ હૈયાની ધરતીમા શ્રદ્ધા અને દીવ્યપ્રકાશ પથરાયા હોય ત્યા અશ્રદ્ધાનો અધકાર દૂર થાય છે શ્રદ્ધા દુખના ઝઝાવાતમા પણ ચલાયમાન થતી નથી આપણે જોઈ ગયા કે સાત સાત દિવસના ઉપવાસ થયા છતા દેવપાળની બુદ્ધિ ફરતી નથી મીરાબાઈ શ્રદ્ધાથી ઝેર પી જાય છે છતા મરતી નથી શ્રદ્ધા વિહુણી ભાવનામા વાંઝો આવે છે

"શ્રદ્ધા ભરેલી જિંદગી તે તો કદી ફરતી નથી
શ્રદ્ધા વિનાની જિંદગી તે તો કદી ફળતી નથી."

શ્રદ્ધા વિના દર્શનનુ ફળ કયાથી મળે?

જુઓ! દમયતીએ પોતાના પૂર્વભવ વીરમતીના ભવમા અષ્ટાપદ પર્વત ઉપર જઈ ચોવીસે તીર્થંકર પરમાત્માના બિબના રત્નના તિલકો કરાવ્યા શાથી કરાવ્યા? પ્રભુજી પ્રત્યેની અતરગ ભક્તિ અને શ્રદ્ધાથી કરાવ્યા દમયતી સમજતી હતી કે દેહના અનુરાગથી લાખો ખર્ચીએ તે નિરર્થક છે પણ પ્રભુના અગ માટેની એક પાઈ લાખો કરતા અધિક છે પૂર્વસુકૃતના પ્રભાવે દમયતીના ભવમા તેણીના કપાળમા સુદર તિલક થાય છે

દમયંતીએ રત્નના તિલક કરાવ્યા તો તમે સોનાના તિલક કરાવો કે નહિ?

સભા —કરાવીએ પણ શક્તિ નથી

શક્તિ નથી એમ નહિ પણ જેટલી લક્ષ્મી પ્રતિ મમતા છે એટલી પ્રભુ પ્રતિ નથી માટે ભાવના થતી નથી ત્યારે દેવપાળને રાજ્ય મળ્યું આપણને કેમ નહિ?

રાવણને તીર્થંકર પદ મળ્યું આપણને કેમ નહિ?

દમયંતીને તિલક મળ્યું તમને કેમ નહિ?

આમ ફળની આશાથી ફળ મળતા નથી પરંતુ પરમાત્માની ભાવથી કરેલ ભક્તિથી લૌકિક અને લોકોત્તર સુખ મળે છે પણ સુખ ક્યારે મળે? આશંસા નિદાન, અશુદ્ધિ અને અશ્રદ્ધા વિના કરી હોય ત્યારે સુખ મળે છે

## ચિત્તની પ્રસન્નતા

રોગનો ભોગી આત્મા એમ માને હું નિરોગી છું તો તેની અંતરપ્રસન્નતાથી નિરોગી બની જાય છે અને નિરોગી આત્મા હું રોગી છું રોગી છું એમ કહી દીવેલ પીધા જેવું મોઢું લઈને ફરે તો તે કદી નિરોગી બનતો નથી તેમ પ્રભુની પ્રીતિ સંપાદન કરવા પ્રથમ ચિત્તની પ્રસન્નતા અને શુદ્ધિ મુખ્ય કામ કરે છે હું નિરંજન છું નિરાકાર છું એમ વિચારી ઈશ્વર બનવા માટે હૈયામાં ઈશ્વરવૃત્તિ પેદા કરે હૈયાની પામરતા ખંખેરી દે ત્યાર પછી જ આત્મા પરમ

## ઈશ્વર કઈ રીતે મેળવાય ?

એક આત્મા રોજ રોજ ઈશ્વરને યાદ કરે છે પણ ઈશ્વર આવતા નથી આમ દરરોજ અખંડ ધારાએ યાદ કરતા એક દિવસ ઈશ્વર આવે છે અને પૂછે છે કે ભાઈ! તુ મને કેટલી વાર યાદ કરે છે ? પેલા ભાઈએ કહ્યુ કે રોજ એકવાર યાદ કરૂ છુ ઈશ્વર કહે કે દુનિયામા એવા પણ માણસો છે કે, જે મને દિવસમા ઘણી યે વાર યાદ કરે છે તો હવે તુ જ કહે કે ભાઈ! હવે પહેલા વધુ જે સંભાળે તેની પાસે જતા જતા મારો તારી પાસે આવવાનો વારો કયારે આવે?

ઈશ્વર મેળવવા માટે અન્વર્ય પ્રાપ્ત કરવુ પડશે. સ્વરમા ઈશ્વર આવે તો શ્વાસમા પણ આવે આમ સ્વર અને શ્વાસમા આવે એટલે રોમરોમ ઈશ્વર આવે. રોમ રોમ આવતા સાક્ષાત્કાર બને

આપણે પરમ બનવુ છે પરમાત્માની કોટિમા બેસવુ છે તો હવે હાથમા આવેલી તક કદી ગુમાવવી ન Never lose an opportunity (નેવર લોસ એન ઓપરચ્યુનીટી) પરમાત્મા પથે વિચરવા માટે આગળ જીવનમા સાંસારિક રાગદ્વેષની પરિણતિને ઘટાડવી પડશે જીવનનો કચરો કાઢવો પડશે મોહવાયુ એટલો જોર કરે છે કે આપણી જીવનશુદ્ધિ થતી નથી

તમે કપડા ધોવા ગરમ ગરમ પાણીમા સોડા નાખો એમા સાબુ નાખો પછી કપડા ધુવો ધોતા ધોતા મેલ

કાઢવા માટે પથ્થર પર કપડા કૂટો કૂટતા કૂટતા મેલ ન નીકળે તો ટીનોપોલ નાખો એ ત્રણ દિનના મેલા કપડાને સાફ કરવા કેટલી જહેમત ઉઠાવો પરંતુ આ આત્મા પર તો અનાદિકાળથી કર્મના થર ચડ્યા છે તે કાઢશો તો જ પરમ બનશો

આત્માના મેલનો નાશ કરવા માટે જિનવાણીના શીતળ અને નિર્મળ પાણીનો ઉપયોગ એ જ સત્યમાર્ગ છે તે છતા આત્મા નિર્મળ ન થાય તો યમ નિયમ રૂપી ધોકા કૂટવો જોઈએ યમ નિયમના ધોકા વડે આત્મા શુદ્ધ બનતો જશે તેમાં શ્રદ્ધાના તેજ ઝગઝગશે શ્રદ્ધા જાગી એટલે પ્રેમ આવ્યો પ્રેમ આવ્યો એટલે ત્રણે જગતની રિદ્ધિ સમર્પણ કરવાનો સમર્પણ ભાવ આવ્યો જ્યાં સમર્પણ સાથે ગાંભીર્ય ધૈર્ય નિશ્ચયતા આવે છે આ બધા ગુણો આવ્યા એટલે આત્માને પરમાત્મા સાથેનો ભેદ મટી જાય છે

આવી ઉચ્ચકક્ષા પ્રાપ્ત કરતા આત્મા અનેક ગણો સંસાર ઘટાડી દે છે સમ્યક્ત્વ દર્શન પ્રાપ્ત કરે છે. સમ્યક્ત્વ દર્શન પ્રાપ્ત કરનાર અવશ્ય પરમ બને છે

પરમ બનવાનો સરળ ઉપાય હોય તો તે જિનેશ્વર દેવનુ પૂજન, ભક્તિ, બહુમાન અને જિનવાણીનુ પાન કરવુ જેને અંતરમા ઉતારી રાગને ઘટાડીએ

રાગ ઘટયો એટલે ત્યાગ આવ્યો

જ્યાં સુધી રાગની આગ ભભૂકતી હોય ત્યાં સુધી વિરાગની મધુરતા જણાતી નથી

વિરાગ આવે એટલે ઉત્તમ યોગદશા આવે ઉત્તમ યોગદશાથી કર્મની પામરતા ભાગી જાય છે આત્મા નિર્મળ સ્વરૂપ બની જાય છે અ તરમા જ્ઞાનનો અખડ પ્રકાશ પથરાય છે

એટલે આત્મા પરમાત્મા બને છે

એ જ એની પરમદશા છે

આ પરમદશાને પામવા માટે

આપણે સૌ પણ જ દી ઉદ્યત બનીએ



# જીવનનું સાચુ મૂલ્ય

આજનો વિષય જીવનનુ સાચુ મૂલ્ય છે સસારની સપાટી ઉપર આવેલો માનવી હરદમ સુખ અને શાતિથી રહેતો હોય એના રહેતા કોઈ માનવી એને પૂછે કે તુ તારૂ જીવન સુખ શાતિથી પસાર કરે છે કે કેમ? ત્યારે તે એ રીતે જવાબ આપે કે હુ ઘણો જ સુખી છુ સસારના પ્રત્યેક સુખ મારી પાસે છે સુખોમા હુ મારા જીવનનો પ્રવાહ વહેવડાવુ છુ તો આ એની ભયકર ભૂલ છે અજ્ઞાનદશા છે

સસારમા જીવનનુ મૂલ્ય સમજનારા ક્ષણિક સુખ શાતિમા જીવનને વેરફી ન નાખે પણ જીવનનુ સાચુ મૂલ્ય સમજી તેને અમર બનાવે છે કુટુબનુ ભરણ પોષણ કરવુ વ્યવહારિક કાર્યો કરવા પોતે મહેનત કરતા કરતા પાચ પચાસમાથી પચાસ હજાર કમાતો થાય અને એમ માને કે જીવન શાતિથી પસાર થાય છે તો એ સાચુ મૂલ્ય કહેવાય ખરૂ? જ્ઞાનીઓ કહે છે કે આ સાચુ મૂલ્ય નથી તમે એક કવાક ફરો ફરવા માટે પૂર્વ તૈયારીમા હેઠ કલાક વ્યગ્ર કરો સુવાનો માને પેન્ટ અને શર્ટમા, યુવતીઓ અપટુડેટ થઈને નીકળવામા, અવનવી ફેશનમા આમ જીવનનું મૂલ્ય માનવુ હોય તો મનાતુ નથી

સાચુ મૂલ્ય પૈસાથી જ ચૂકવાય છે એમ નથી સસારમા આવી બાહ્ય રીતે જીવનની સાર્થકતા કરી જાવ એમા જીવનનુ મૂલ્ય કેવી રીતે જણાય? ખાવાપીવામા વિધવિધ વાનગી જમો તેમા નવાઈ નથી ના । સારા વસ્ત્રાલકારો પહેરો તેમા આશ્ચર્ય નથી તેમા જીવનને બગાડો એ સાર્થક નથી પણ જીવનને ઉત્થાનના માર્ગે વાળી એક એક સમયની કિમત આકે અને હૈયાનો વળાક આત્મ કલ્યાણ પ્રતિ ખેચી બાહ્યાડબરનો ત્યાગ કરે એમા જ જીવનનુ સાચુ મૂલ્ય છે દુનિયાની અદર બધા આત્મા આવ્યા જીવી ગયા અને ચાલ્યા ગયા વળી કઈક ચાલ્યા જશે આપણને સૌને ચાલ્યા જવાનુ છે

પર્વતની અદરથી નીકળીને વહેતી નીક વહેતા વહેતા ઝરણાઓને મળે, ઝરણામાથી નદીને, અને નદીમાથી સમુદ્રને મળે છે તેવી રીતે હૈયામાથી પ્રેમનુ ઝરણુ વહે અને ઝરણા દ્વારા તમે દુનિયાને મળો પછી તમે જ્યા જાવ ત્યા। જીવન બહેકે આલોક છોડી પરલોક ચાલ્યા જાવ તો પણ દુનિયાને એમ થાય કે તમે ગયા તમને યાદ કર્યા કરે અને નાના મોટા હૈયાને વલોવી નયનોમાથી આસુ ટપકાવે

તમારી અને અમારી સૌની પાછળ બધા રડવાના પણ રડવાના શા માટે? સ્વાર્થ માટે જીવનની સાચી કિમત જીવી જાણી હોય તેની પાછળ રોવાનુ જુદુ અને સ્વાર્થ પાછળ રડતા હોય તે રોવાનુ જુદુ સ્વાર્થનુ રોવુ થોડા

સમય સુધી ત્યાર્થી ત્યાં વિશુદ્ધ અને નિર્મળ ભાવે રહે નહિ તેથી ક્યાં સુધી રહી શકે?

સાચું જીવન જીવવા માટે ઉપર છતીયો ભપકો કામ ન આવે કાપડના વેપારીને ત્યાં કાપડ લેવા જાવ વેપારી કાપડ બનાવે એની કિંમત વધારે હોય પણ કાપડ સરુ પાણું ન હોય તેથી તમને પસંદ ન પડે વેપારી કહે કે તમને માત્ર પસંદ કેમ ના જ ક્યાં આવડે છે? અમે જે કાપડ બનાવીએ છીએ તે કાપડ ટકાઉમાં નાડું છે અને તેની કિંમત તેથી વધુ છે તમને સરસ નાણું જોઈએ છે તે કાપડ સારું છે સરસ જોઈને ન જાઈ ન જાવ

જેમ હીરાવ મોતી અને કાચર મોતી તેમાં કચરની ચમક વધારે ચમક ક્યાં સુધી? પાણી ન લાગે ત્યાં સુધી ખરું જેના કિંમત હીરાવની વધે નહિ કે કચરની નાથ લોનના ભપકાથી કિંમત વધતી નથી પણ વધે છે પૂર્વના સાદા અને ઘટ્ટ કપડાથી તેવી જ રીતે

## જીવન જીવી જાણે તેની કિંમત વધારે

ઉપરના ભપકાથી, ફેશનથી જીવન જીવી જાણ્યું માને તો કિંમત વધે નહિ પણ ઘટે છે સંયમી જીવન જીવી જાણે એની કિંમત વધે છે

સંસારમાં જન્મ્યા પછી જીવી જાણો અને દુનિયાને ત્યજીને ચાલ્યા જાવ પછી સાચા જીવનની કિંમત વધવાની જ જે આત્માઓએ જીવનનું સાચું મૂલ્ય આંક્યું છે અને

જીવીને ચાલ્યા ગયા છે તેનુ જીવન જ ગુલાબના ગોટાની નાફક સુવાસમય બને છે આ ચામડાના શરીરમા આત્મા આવ્યો અને ચામડાને ખાખ કરી ચા ગો જનાનો દના દેહ ઉપર કેવો મોહ હોય છે? દેહ રૂપવાન હોય, એ રૂપવાન દેહને પરલોક જતા સાથે લઈ જનો હોય તો લઈ જઈ શકો ખરા કે નહિ?

વિચાર કરો કે સનતકુમાર ચક્રવર્તિ જેવુ રૂપ આ ભારતવર્ષમા કોઈનુ ન હતુ રૂપનો ગર્વ એને કેટલો થયો? અને એવુ રૂપ પણ બળીને ખાખ જ થયુ પરલોકમા ધન, માલ, મિલ્કત, મહેલ, રૂપ લઈ જવાતુ હોય તો કયો માનવી એમાનુ એક પણ તણખલુ અહીં મૂકીને જાય? સર્વસ્વ લઈને જ બધા જાય વળી આ સસારમા સ્વાર્થની જાળ બીછાવી જે વેર ઝેર મારૂ તારૂ થાય તે થાય ખરૂ? પુત્રો-પત્ની માટે જે વીવ કરો છો, જે મમતા બતાવો છો તે બતાવો ખરા?

આ રીતે પરલોકમા સાથે લઈ જઈને જીવનનુ મૂલ્ય મેળવી શકાય કે નહિ? ના જીવનની સાધના આ રીતે ન સધાય, સમજ્યા? નાશવત પદાર્થની અંદર જો આત્મા રાચે નહિ તો જીવનનુ સાચુ મૂલ્યાકન કરી શકે

જ્યા મૂલ્ય આકવાનુ છે ત્યા પુરસદ નથી 'No Time Time is Money" (નો ટાઈમ, ટાઈમ ઈઝ મની)

ગુરૂદેવ પૂછે કે કેમ વ્યાખ્યાનમા જવાતા નથી? તો શુ ઉત્તર આપો! શુ કરીએ સાહેબ! ભાવના તો ઘણી

જ થાય પણ આજની નોકરી કેવી! આખો દિવસ સખત મહેનત Hard Work (હાર્ડ વર્ક) કરી દોડાદોડ કરીએ ત્યારે માંડ માંડ સાંજે ઘર ભેગા થઇએ છીએ એમ છતા પણ જીવનમા શાતિ કે આનદ નથી

આત્માને સાચી શાતિ અને આનદ પ્રાપ્તિના સ્થાન નથી એવુ કાઇ નથી સ્થાન ઘણા છે પણ ટાઇમ નથી "નો ટાઇમ" કહેનારને પૂછો કે સીનેમાનો નવો શો પર્યો હોય, 'ક્યુ'મા તગ્ગ ત્રણ કલાક ઊભા રહેવાનુ હોય છતા ટાઇમ મળે છે કે નહિ?

ત્યારે જીવન કેવુ જીવો તો તેની કિંમત અકાય? દુનિયામા બધા જ જન્મે છે જીવે છે અને મરે છે તેમ મરવાના પણ બધાયે છે છતા દુનિયામા, વિશિષ્ટ રીતે જીવન જીવી જાણવુ અને મરી પણ જાણવુ જોઇએ મરણ કેવુ હોય? જગતના સુખ પર ગવાય એવુ હોવુ જોઇએ એ મરણ તે પડિતમરણ

માનવી ધારે તો મૂલ્યાકન સ્વયમેવ આકી શકે છે વ્યવહારમા રહ્યા છો વ્યવહારમા રહીને ખાવ પીઓ, પહેરો ઓઢો વ્યવહારને આશ્રયિને બધુ જ કરો છતા તમને શાતિ ખરી કે નહિ?

સભા – ના, શાતિ નથી

તો શા માટે વ્યવહારમા મસ્ત બની ખૂચી જાવ છો? આવી જાવ ઉપાશ્રયમા અહીં આં શાતિ કે અશાતિ!

જો શાંતિ હોય તો હવેથી નિર્ણય કરી લ્યો કે ધર્મ સ્થાનના એક એક સોપાન વડે હું મારા આત્માને ઊંચો ચઢાવુ પણ અહીં આવ્યા પછી અશાંતિ જ હોય તો સમજવુ કે આપણે ઘણા દૂર છીએ

ત્યારે જીવનનુ મૂલ્ય આંકવા માટે નિશાળમા જવુ પડે કે નહિ ? બાળપોથીથી માંડીને એસ એમ બી સુધી આવ્યા' કેવી રીતે આવ્યા ? કેટલી સ્લેટ પેન લાગી ? નિશાળમા જઇને જતાવેલ ભણી લીધુ ? સ્લેટપેન ભાંગો અને માતપિતા એમ માને કે આવુ નુકશાન રોજ થાય તે ન પોષાય માટે ભણાવવો નથી પુત્ર માને કે માસ્તર મારે, માટે ભણવુ નથી ભણવુ પડે એને આધિ માને એમ બને ખરૂ ?

પુત્ર ભણે નહિ તો પણ ભણાવે પુત્રને ભણાવવા મહેનત કરે અને પુત્રને જોઇતી સામગ્રી લાવી આપે માસ્તર મારે તો પુત્ર સહન કરે અને આગળ વધે તેમ સાચુ મૂલ્ય સમજવા માટે જિનવાણીની નિશાળમા બેસવુ પડે છે

' અઢાર દેશના અધિપતિ મહારાજા કુમારપાળના મંત્રી ઉદાયનની અંતિમ ભાવના તીર્થોદ્ધાર કરવાની હતી તે અનુપમ ઈચ્છાને પૂર્ણ કરવા તેમના પુત્ર મંત્રી વાગભટ્ટ શ્રી સંઘને સાથે લઇ તૈયાર થઇ પોતાના ગામથી નીકળ્યા

શત્રુંજયનો ઉદ્ધાર કરવો એ કાંઇ નાની સની વાત

નથી ગામેગામના સઘને વાગભટ્ટ મંત્રી ઉદ્ધાર કરવા નીકળ્યાના સમાચાર મળે છે મંત્રી સઘ સાથે પાટણથી નીકળી પાલીતાણા સુધી પગપાળા જઈ રહ્યા છે કાર્ય ઘણુ મોટુ છે વાગભટ્ટ મંત્રીને પૈસાની ખોટ નથી પોતાની જલક્ષ્મી વડે સમગ્ર તીર્થનો ઉધ્ધાર કરાવવાના છે,

શ્રી સઘમાથી કેટલાક કહ્યુ કે અમારામા શ્રી શત્રુ જયનો ઉધ્ધાર કરાવવાની પૂર્ણ તાકાત નથી તેથી આવા ઉધ્ધારમા અમો પણ યથાશક્તિ યત્કિંચિત આપવા ઇચ્છીએ છીએ

વાગભટ્ટ ટીપ કરવા ગયા નથી પૈસાની કમીના નથી છતા અન્ય આત્માઓ શુ કહે છે? હમારા પણ પૈસા લ્યો

અહીં જ વિચારનાનુ છે

પહેલાના શ્રાવકો કેવા હતા? સપત્તિ કેવી હતી? ભાવના કેવી હતી? અને

આ જે આજે કોઈ ટીપ લઈને આવે તો છટકવા મથીએ ટીપમા ભરતા લાગતા જેટલા બચે તેટલા ખીસામા બચ્યા એમ આનદ માનીએને?

શા માટે? કરવાની શક્તિ નથી? અથવા તો કોઈ કરતા તેમા થોડો ચ સથ આપવાની તાકાત નથી? કે પછી આવી ટીપો તો હાલતા ચાલતા આવ્યા જ કરે છે એમ માનો છો?

જો, જો ભવ્ય' એવા વિચારોને કદી સ્થાન ન આપશો ટીપમા ભરવા હોય તો ભરજો પણ આડીઅવળી કલ્પના કરશો નહિ

અહીં વાગભટ્ટ કહેતા નથી કે હું એકલો જ ઉદ્ધાર કરાવુ મારે કોઇના પૈસા લેવા નથી

મારા તરફથી જ થાય છે પછી કોઈના પૈસા લઈને શા માટે બીજાનું નામ ગણાવુ ? જૈન સિદ્ધાત પચ્યો હોય તે એમ ન વિચારે હો

ધર્મ કોઇ માટે કરવાનો નથી. પોતાના આત્માનો ઉદ્ધાર માટે જ કરવાનો છે કિમ્મત કોની ? કાયાની? ધનની? કે ધર્મની કિમ્મત ? જેણે જીવન જીવી જાણુવુ છે તે શરીરની કિમ્મત ન કરે ધનની કિમ્મત ન કરે પણ ધર્મની કરે

અહીં વાગભટ્ટ મ ત્રી જીવન જીવી જાણવા ઇચ્છે છે આખી સભા સમગ્ર જૈન સ ઘની ભરાઇ છે મ ત્રીશ્રી ઊચા આસને બેઠેલા છે બીજા સર્વ આસપાસમા બેઠા છે સૌ કહે છે કે હે મ ત્રી ! શ્રી શત્રુંજયનો પૂર્ણ ઉધ્ધાર કરાવી શકીએ એવા હમારા ભાગ્ય નથી માટે અમારી સ્વલ્પ ભાવનાને સ્વીકારો

આપીને કૃતાર્થ થવાની ઇચ્છાવાળા સૌ ભાવના વ્યકત કરે છે આ બાજુ ટીમાણુક નામના ગામથી ભીમ નામનો છોકરો આવે છે

એ રોજ ઘી વેચીને જીવન ચલાવે છે તેની મૂડી છ દ્રમકની હતી ઘી વેચીને ૧ રૂપિયોને એક દ્રમક કમાય છે એટલે એક રૂપિયો અને સાત દ્રમક મૂ ડી બની

એક રૂપિયો અને માત્ર ૬ દમક હતા એના મિલ્ધા ગળજી ઉપર જઈને એક રૂપિયાના ફૂલ લઈને અંતરની ભાવનાથી ફૂલ પ્રભુને ચડાવીને ઉપરથી નીચે ઉતરીને જુવે છે તો ઘણા ભવ્યાત્મા ૬ અવાશા માટે ભેગા છે એ જાણવાની તમના થતા ભીમો આમપાસમાં પૂછે છે

ત્યાં જ તેણે જાણ્યું કે સિદ્ધાચળજીની તળેટીમાં વાગભટ્ટ મંત્રી અને શ્રી સંઘના આગેવાનો ભેગા થયા છે સૌના હૈયામાં કાંઈક કરી છૂટવાની ભાવના છે ધનને ધર્મમાં વાપરવાની ઈચ્છા છે સૌ સ્વેચ્છાએ ભાવનાને સાકાર બનાવી વાગભટ્ટને જણાવી રહ્યા છે

ભીમાએ મંડપમાં ડોકીયું કર્યું ભીમાના વસ્ત્રો ફાટેલા તૂટેલા હતા વસ્ત્રમાં કોઈ ઠેકાણું ન હતું ધનાઢ્યને યોગ્ય ન હતા આવા વ્યક્તિને દ્વારપાળ અંદર પ્રવેશ કરવા દેતો નથી દ્વાર બહાર કાઢી મૂકે છે એવામાં વાગભટ્ટ મંત્રીની નજર પડી અને કહ્યું કે કોણ છે? જે હોય તેને અંદર આવવા દે

ભીમો અંદર આવે છે

વાગભટ્ટ મંત્રી–ભાઈ કરા! તું કેમ આવ્યો છે?

ભીમો–અહીં બધા કેમ ભેગા થયા છે તે જોવા આવ્યો છું?

શ્રી સિદ્ધાચળજીનો ઉદ્ધાર થવાનો છે એમાં કાંઈક આપવાની ઈચ્છાથી સૌ ભેગા થયા છે

ચીંથરેહાલ વસ્ત્રધારી યુવાનના મુખ ઉપર કંઈક આપવાની ઉત્સુકતા જોતા વાગભટ્ટ મંત્રીએ કહ્યું, ભાઈ! તારી ઈચ્છા હોય તે જણાવ

ભીમાએ કહ્યું મંત્રીશ્વર! મારી પાસે એક રૂપિયો અને સાત દ્રમક હતા એક રૂપિયો ફૂલમાં વાપર્યો હવે મારી પાસે ફક્ત સાત જ દ્રમક છે જે સાતે દ્રમક તીર્થોદ્ધારમાં હું આપુ છુ આવા મહાન કાર્યમાં મારી યથાશક્તિ વાપરવાની ઈચ્છા છે

ભીમો સાત દ્રમક આપે છે મંત્રીશ્વર તેને ઘણો સમજાવે છે છતા ભીમો માનતો નથી અને સાતે સાત દ્રમક આપી દે છે

ત્યારપછી ભીમો મંત્રીશ્વરની સ્તુતિ કરે છે

अहो! मर्त्यतयातौल्य मस्य मेऽपि गुणैः पुन ।
द्वयोरप्यतरं रत्नो पलयोरिव हा महत् ॥
एतादृश महातीर्थ मप्युद्धर्तुमय क्षम ।
न कायमानमप्यस्मि, नमीस्तुं मह सह ॥

હે મહાનુભાવ!

આશ્ચર્યની વાત છે કે મનુષ્યપણાથી (હું અને તમે બંને સરખા છીએ) તો આમની અને મારી સમાનતા છે પણ ખેદની વાત છે કે ગુણોથી તો આ મહાપુરૂષની અને મારી વચ્ચે રત્ન અને પત્થરની માફક મોટું અંતર છે,

કારણ કે –

આ મહાનુભાવ આવા પ્રકારના મહાનતીર્થનો ઉદ્ધાર કરવા માટે સમર્થ છે અને હું મારી કાયા જેટલું પણ નવું તીર્થ કરવાને શક્તિમાન નથી

ભીમાએ ગાંઠે દ્રમક આપી દીધી.

મંત્રીશ્વર ટીપની અંદર ભીમાનું નામ પહેલું લખાવે છે આ જોઈ બધા શ્રેષ્ઠીઓ ઊંચા નીચા થઈ જાય છે અમે પૈસા વધારે ભર્યા છે છતાં ભીમાનું નામ કેમ આગળ? જેના પૈસા વધારે તે પહેલો કે જેના પૈસા ઓછા તે પહેલો!

મહાનુભાવ!

જેના હૈયાની તમ્ની ઉપર ભાવ વધારે તેનું નામ પ્રથમ પછી ભલે લક્ષ્મી વધારે હોય કિંવા ઓછી હોય પણ જિનશાસનમાં ભાવની કિંમત વધારે.

અહીં ભીમાની ઈચ્છા પ્રથમ નામની નથી ત્યારે પાંચ હજારની મુડીવાળો ચાર હજાર લખાવે તેનું નામ પહેલું કે દસ લાખની મૂડીવાળો પાંચ હજાર લખાવે તેનું નામ પહેલું? વહેવારમાં તો દસ લાખવાળો પાંચ હજાર આપે એનું જ નામને?

વાગભટ્ટ કહે કે ભાઈઓ! જેણે સર્વસ્વ આપ્યું તેનું નામ પહેલું કે ઓછા આપે તેનું?

ઘણામાથી થોડું આપે એમાં નવાઈ નથી પણ થોડામાથી યે રાખ્યા વિના બધું જ આપી દે તેમાં ખરી નવાઈ કહેવાય

વાગભટ્ટ વિચારે છે કે એને સાતે દ્રમક આપી દીધા હવે એ ખાશે શું ? આમ વિચારીને ઉઠીને તરત જ મંત્રીશ્વર પોતાના ગળાનો હાર પહેરામણી તરીકે ભીમાના ગળામાં પહેરાવે છે ભીમો ના ના કરે છે પણ મંત્રી માનતા નથી હાર અર્પી દે છે

સ્વાર્થ માટે સુંદર વિચારો ઘડવા તે શું કામના? પરમાર્થ માટે સાચું સમર્પણ એ જ ફળદાયક છે

ભીમો ઘેર આવે છે પોતાની પત્ની જે કુભાર્યા હતી તે પણ ધર્મના પસાયે સુભાર્યા બની ગઇ છે તેના સંસારમાં શાંતિના દિવસો જતા ન હતા આજે ભાર્યા કાંઇ પણ ઉચ્ચાર કરતી નથી, તેના કલેજે શાંતિ વળી ગઈ

અરે! આ શાનો પલટો ? પત્ની કાંઇ જ બોલતી નથી, તે પોતાની પત્નીને વાત કરવા લાગ્યો કે આજે એક રૂપિયો ને સાત દ્રમક કમાઇને એક રૂપિયાના ફૂલ ચઢાવ્યા અને સાત દ્રમક તીર્થોદ્ધારમાં આપ્યા

પત્નીએ કહ્યું કે સારું કર્યું

વાહ! સ્વભાવમાં પણ કેવો પલટો! [illegible] પ્રભાવ! આમ વિચારી ભીમો બાંધેલી ગાયને [illegible] જાય છે તો ખીલા નીચેથી ચરૂ નીકળે છે, [illegible] મળે છે પણ શ્રદ્ધા હોવી જોઈએ, [illegible] ભીમો પાસે રાખતો નથી

તમારે ત્યાં ચરૂ નીકળે તો શું કરે? [illegible]

સરકારની બીક લાગે કેમ? સરકાર જાણે અને લઈ જાય તો લઈ જવા દોને?

સભા –એવા કાઈ કાચા નથી

પણ ધર્મમા ખર્ચી નાખવાનુ કોઈ કહે તો શુ કરો?

સભા –ખરચીએ

વાહ! બોલવામા કેટલી મદતા! કેટલુ ધીમુ બોલ્યા? જો ધર્મસ્થાનોમા આપીને રાજી થતા હો તો કેરી વાણી નીકળે?

જરા કહો તો ખરા! બધા મૌન કેમ થઈ ગયા?

જ્યારે પૈસા કરતા ધર્મની કિમત વધુ સમજાય ત્યારે વાણી પણ એવી નીકળે છે

ભીમાને ત્યા ચરૂ પુણ્યના પ્રતાપે નીકળ્યો છે તે કહે છે કે એ મારો નથી એને હુ શત્રુંજયના ઉદ્ધારમા આપી દઉ ભૂખ્યો છે ઝના તરત જ ભીમો વાગભટ્ટ પાસે જઈને ચરૂ આપે છે વાગભટ્ટ ના પાડે છે ભીમો માનતો નથી

ત્યા આકાશમાથી દેવવાણી થાય છે

ભીમા! આ તારા પુણ્યના પ્રાગભારથી ધન મળેલ છે તુ લઈ જા અને સુખશાતિથી રહે

ભીમો ધન લઈને ઘેર પાછો ફરે છે

ભીમો જીવન જીવતા શીખ્યો ધર્મ પચાવી જાણ્યો અને જીવનનુ મૂલ્ય આકી સફલીભૂત બનાવી શકયો

આપણે પણ જીવન જીવવાની કળા શીખીએ ભીમા કળા શીખી ગયા અને ઇતિહાસના પાને નામ અકિત ગયા

## વાણીનો પ્રભાવ

सत्यं ब्रूयात् प्रियं ब्रूयात् न ब्रूयात् सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयात् एष धर्मो सनातनः ॥

જીવનમા વાણીનો પ્રભાવ ઘણુ કામ કરી જાય છે સુંદર વાણીથી છાપ સારી પડે છે સંસારની પરકમ્મા ઘગડવા માટે દુર્લભ માનવ જન્મને પ્રાપ્ત કર્યા પછી કેવી વાણીનો પ્રયોગ કરવો જોઈએ તે જ્ઞાનિઓ ફરમાવે છે

વાણીના પ્રભાવના બે પ્રકાર છે સુપ્રભાવ અને દુષ્પ્રભાવ હિત, મિત, સત્ય અને પથ્ય વાણીથી સુપ્રભાવ અને એથી વિપરીત વાણીથી દુષ્પ્રભાવ પડે છે

મુનિઓ, ચિંતકો, તેમ જ તત્વનો દુષ્ટ આવાને તજીને મિષ્ટ ભાષા બોલે છે તેથી જ તેઓ સજ્જનોની સભામા પ્રિય બને છે સન્માન પામે છે વિશ્વમને વિસ્તારે છે એ સિવાયની અનિષ્ટકારી, અસત્ય અને નીચ વાણી બોલનારની દુનિયામા કાઈ જ કિંમત થતી નથી તેનો કોઈ વિશ્વાસ કરતુ નથી તેના ગણતરી હલકી કોટિમા થાય છે

**વાણી સ્વાતંત્ર્યનો જમાનો**

વાણી સ્વાતંત્ર્યના જમાનામા જેને જેમ ફાવે તેમ

સરકારની બીક લાગે કેમ? સરકાર જાણે અને લઈ જાય તો લઈ જવા દોને?

સભા –એવા કાઈ કાચા નથી

પણ ધર્મમા ખર્ચી નાખવાનુ કોઈ કહે તો શુ કરો?

સભા –ખરચીએ

વાહ! બોલવામા કેટલી મ દતા! કેટલુ ધીમુ બોલ્યા? જો ધર્મસ્થાનોમા આપીને ગણી થતા હો તો કેરી વાણી નીકળે?

જરા કહો તો ખરા! બધા મૌન કેમ થઈ ગયા?

જ્યારે પૈસા કરતા ધર્મની કિમત વધુ સમજાય ત્યારે વાણી પણ એવી નીકળે છે

ભીમાને ત્યા ચરૂ પુણ્યના પ્રતાપે નીકળ્યો છે તે કહે છે કે એ મારો નથી એને હુ શત્રુજયના ઉદ્ધારમા આપી દઉ ભૂખ્યો છે છતા તરત જ ભીમો વાગભટ્ટ પાસે જઈને ચરૂ આપે છે વાગભટ્ટ ના પાડે છે ભીમો માનતો નથી

ત્યા આકાશમાથી દેવવાણી થાય છે

ભીમા! આ તારા પુણ્યના પ્રાગભારથી ધન મળેલ છે તુ લઈ જા અને સુખશાતિથી રહે

ભીમો ધન લઈને ઘેર પાછો ફરે છે

ભીમો જીવન જીવતા શીખ્યો ધર્મ પચાવી જાણ્યો અને જીવનનુ મૂલ્ય આકી સફળીભૂત બનાવી શક્યો

આપણે પણ જીવન જીવવાની કળા શીખીએ ભીમા શેઠ કળા શીખી ગયા અને ઇતિહાસના પાને નામ અકિત કરાવી ગયા

## વાણીનો પ્રભાવ

सत्यं ब्रूयात् प्रियं ब्रूयात् न ब्रूयात् सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयात् एष धर्मः सनातनः ॥

જીવનમા વાણીનો પ્રભાવ ઘણુ કામ કરી જાય છે સુદર વાણીથી છાપ સારી પડે છે સંસારની પરકમ્મા ઘગાડવા માટે દુર્લભ માનવ જન્મને પ્રાપ્ત કર્યા પછી કેવી વાણીનો પ્રયોગ કરવો જોઈએ તે જ્ઞાનિઓ ફરમાવે છે

વાણીના પ્રભાવના બે પ્રકાર છે સુપ્રભાવ અને દુષ્પ્રભાવ હિત, મિત, સત્ય અને પથ્ય વાણીથી સુપ્રભાવ અને એથી વિપરીત વાણીથી દુષ્પ્રભાવ પડે છે

મુનિઓ, ચિંતકો, તેમ જ તત્વજ્ઞો કુભાષાને તજીને મિષ્ટ ભાષા બોલે છે તેથી જ તેઓ સજ્જનોની સભામા પ્રિય બને છે સન્માન પામે છે વિશ્વસને વિસ્તારે છે એ સિવાયની અનિષ્ટકારી, અસત્ય અને નીચ વાણી બોલનારની દુનિયામા કાઈ જ કિમત થતી નથી તેનો કોઈ વિશ્વાસ કરતુ નથી તેના ગણતરી હલકી કોટિમા થાય છે

વાણી સ્વાતંત્ર્યનો જમાનો

વાણી સ્વાતંત્ર્યના જમાનામા જેને જેમ ફાવે તેમ

અપ્રિય અનર્થકારી અને કટાક્ષનાથી બોલે, વાણી સ્વાત ત્રયનો ~ હોવાથી કડવુ બોલનારને કોઈ સજા નહિ રાજ્યને ભાડે તો પણ કોઈ ભય નહિ વડીલોને કટ કટ કરનારા કહે તો પણ કોઈ શરમ નહિ બધે સ્થાને બધા યથેચ્છાએ બોલી શકે પરતુ જિનેશ્વરદેવના શાસનમા આવી વાણી સ્વતંત્રતા હોતી નથી જ્ઞાનિએનુ કથન છે કે જેમ તેમ બોલવામા આત્મા પોતાનુ જ બગાડે છે જેમ તેમ બોલવામા જીવનની શોભા નથી

વાણી જ જીવનને સ્વર્ગ બનાવે છે અને વાણી જ જીવનને નરક બનાવે છે હાથની શોભા દાન, કાનની શોભા સુદર શ્રવણ દેહની શોભા શીલ, પરોપકાર, સેવા છે તેમ મુખની શોભા સુદરવાણી છે માટે જીવનમા સુદર સત્ય વાણીને સ્થાન આપવુ જોઇએ

## સત્ય અસત્ય બનતુ નથી સત્ય સનાતન છે

વાણી સત્ય છે અને અસત્ય છે સત્ય એટલે જેવુ દેખાવે હોય એવુ જ કહેવુ જેમ કે આબાના ઝાડને આ આબાનુ ઝાડ છે એમ કહેવુ તે અસત્ય કોને કહેવાય? સત્યને વિપરીતપણે બોલવુ તે જેમકે પ્રકાશને અધકાર અને અધકારને પ્રકાશ કહેવો તે આવા અસત્યથી જીવન અવળે માર્ગે ચડી જાય છે કુ-દે જઇ કુકર્તવ્યમય બની જાય છે પાપનો ડર ભાગી જાય છે જ્યારે જીવનમાથી પાપનો ડર ભાગી જાય છે ત્યારે જીવન પાપ સાહસિક બની

દુર્ગતિના પથે ચઢી જાય છે માટે અસત્યનો કદી આશ્રય લેવો નહિ એક જૂઠાણુ હજાર જૂઠાણાને ઘસડી લાવે છે જૂઠાણાઓમાથી કદી પણ સત્યને સમજી શકતો નથી ઘુવડ પ્રકાશને ઓળખતો નથી તેમ અસત્યભાષી સત્યના પ્રકાશને ઝીલી શક્તો નથી ભલે અસત્ય બોલનાર સત્યને છુપાવવા હજારો જૂઠાણા ઊભા કરે પૈસા વેરે પણ સત્ય અસત્ય બનતુ નથી સત્ય સનાતન છે

सत्यम शिवम सुदरम

સત્ય બોલનાર કયાય પણ ડરતો નથી. કારણ કે તેના પેટમા કે જીવનમા પાપ નથી અસત્ય બોલનારના વચનમા કપ ભય અને અતર અસ્થિર હશે જ્યારે સત્ય બોલનારનું હૃદય નીડર અને વચનમા શ્રદ્ધાનો રણકાર હશે દરેક સત્યને ચાહે છે દુનિયામા સત્ય વચનીના જ ગુણ ગવાય છે, અસત્ય વચનનીના નહિ રાજા હરિશ્ચન્દ્ર રાજ્ય તજી દે છે સત્યને ખાતર પોતે પત્ની, પુત્ર, ભરબજારમા વેચાય છે કેટલાકોએ પોતાનો આત્મા કુરબાન કર્યો છે દેવો પણ સત્યની જ પરીક્ષા કરે છે, અસત્યની નહિ સૌ સત્યનો જય બોલશે અસત્યનો નહિ સત્ય વચનથી જ સિદ્ધિ છે કલ્યાણ છે, માટે શાસ્ત્રકારો સત્ય બોલવા પર ભાર મૂકે છે

સત્યવચન એ જીવનનુ ભૂષણ છે સત્ય એ કીર્તિ છે અને અસત્ય એ કલક છે સત્ય એ સૂર્યનો પ્રકાશ છે અસત્ય એ પડછાયો છે Truth is sunshine lie is

### અસત્ય કિંપાકફળ સમાન છે

આજે તો દુનિયામાં દેખાય છે કે સત્યને આવકાર નથી અસત્યને છે પણ એ અસત્ય કિંપાકફળ સમાન છે કિંપાકફળની જેમ અસત્ય ભલે અમૃત લાગે પણ આજ પછીની આવતી કાલે જરૂર વિષ બનવાનું છે કર્મશાસ્ત્રને ત્યાં આવો ઊંધો વ્યવહાર ન ચાલે માટે જ કહ્યું છે કે પ્રિય કે અપ્રિય અસત્ય કદી ન બોલવું આ અસત્ય જરૂર સંસારના ચક્કરમાં ડુબાડી દેવાનું માટે સત્ય સુંદર વાણી બોલવી જોઈએ પણ જે સત્ય દેખાતે હોય અને અંદરથી નુકશાન કરનારી હોય, કોઈને મૃત્યુના મુખમાં ધકેલનારી હોય, કોઈના જીવનમાં આગ લગાડનારી હોય એવી વાણી સત્ય હોવા છતાં સુંદર નથી.

### જે આત્માના વચનમાં પરમાર્થદૃષ્ટિ હોય છે તેની વાણીમાં મધુરતા નીતરતી હોય છે.

જે આત્મા વચન તારે છે અને વચન મારે છે એમ સમજતો હોય, જેના અંતરમાં કરૂણાઝરણી હોય પોતાના વચનથી કોઈને પણ દુઃખ તો નથી થતું ને! એવો જેને ખ્યાલ હોય, જેના માનસમાં પરમાર્થદૃષ્ટિ હોય તે આત્માના વચનમાં ક્યારે પણ અસભ્યતા તુચ્છતા કે નીચતા આવી શકતી નથી તેની વાણીમાં મધુરતા, સુંદરતા, સરળતા નિર્દોષતા નીતરતી આવે છે સજ્જનોએ જીભ પર કાબુ મૂકયો છે તેથી સુંદર વાણી બોલી શકે છે એટલું જ નહિ

પણ બીજાની અસુદર ,વાણીને બધ કરવાનો વેગ તેઓએ પ્રાપ્ત કરેલો હોય છે

### આત્માને અતરનો અનુરાગ કેમા !

દુનિયામા બધી વસ્તુ પર કાબુ આવી શકે પણ જીભ પર કાબુ આવવો અતિ દુષ્કર છે કહેવત છે કે પાચે ઈંદ્રિયોના વિષયોની અદર જીભ પર કાબુ મૂકવો મુશ્કેલ છે આજના વિલાસીયુગમા પાચે ઇંદ્રિયોના વિષયોના આકર્ષણ વધ્યા છે સ્પર્શ, રસ, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર અથવા સાદી ભાષામા ચામડી, જીભ, નાક, આખ અને કાન કોઈને અથવા બધાને આ પાચેના નામ ખ્યાલ હશે પણ લાઈનસર નામ નહિ આવડતા હોય તમારૂ નામ પૂછીશુ તો તરત બોલી જવાશે અરે! કેટલુ અનાજ છે? કેટલો પૈસો છે? બજારમાથી શુ શુ ખરીદી કરવાની છે? આજ તો વ્યાપારમા બે ચોપડા જુદા જુદા લખો. સરકારને બતાવવાનો અને પોતાને સમજવાનો એ બંનેમા શુ લખ્યુ છે તે બધુ યાદ રહેશે પરતુ અહીથી ઉઠયા પછી તમને પૂછવામા આવે કે આજે શુ સાભળ્યુ? તમે કહેશો કે સાભળ્યું તો બધુ જ પણ યાદ રહેતુ નથી, યાદ નહિ રહેવાનુ કારણ શુ? આત્માને તે પ્રત્યે અતરનો અનુરાગ નથી વલણ નથી તેથી યાદ નથી રહેતુ સસારના કાર્યમા રસ અને સતત અભ્યાસ એટલે યાદ ન કરવા છતા હૈયામા કોતરાઇ રહે અને આત્માને તારવા માટે જે પ્રયત્ન કરવાનો છે તે યાદ એ સ્વાભાવિક થઈ પડે છ

સસારથી તારવાની લગની લાગે તો હવેથી સદ્ગુરૂ સમા ગમમાથી જે તત્વ મળે તે યાદ રાખવુ

## કઇ ઈન્દ્રિય કયુ કામ કરે છે ???

સ્પર્શેન્દ્રિય, ગુરૂ, લઘુ, મદુ, કર્કશ શીત, ઉષ્ણ, સ્નિગ્ધ રૂક્ષ વિગેરે આઠ પ્રકારના સ્પર્શને જણાવે છે રસનેન્દ્રિય તીખો, કડવો, કષાયેલો, ખાટો, મધુર આદિ પાચ રસને જણાવે છે ઘ્રાણેન્દ્રિય સુગધ અને દુગધ આમ બે ગધ જણાવે છે ચક્ષુરિન્દ્રિય સસ્થાન આકાર અને શ્વેત, પીળો, લાલ, નીલો અને કાળો એ પાચ વર્ણને ઓળખાવે છે શ્રોતેન્દ્રિય શુભ અશુભ અગર સુગુણ દુર્ગુણ સ્વર સાભળવાનુ કામ કરે છે આ રીતે દરેક ઇન્દ્રિયોના વિષયો જુદા જુદા છે, તેમાએ ઇન્દ્રિયમા

## લુલીબાઇનુ જબરૂ જોર

જીભ અગર રસના એ બેધારી તલવાર છે તેના પર ચાલતા આત્મા ધ્યાન રાખી ન ચાલે તો કપાઈ મરે છે જો રસનાને આધીન થયા તો સસારની જાળમા ગુચવાયા જ જાણો જીભ નાની છે પણ બે કામ કરે છે

એક તો ખાવાનુ કામ કરે અને બીજુ કરે બોલવાનુ કામ છે તો લુલીબાઇ, પણ જોર છે તેનુ જબરૂ

તમે જમવા ગયા ગુરૂણી વ્યાખ્યાન સાભળી મોડા આવ્યા બધી સગવડ સચવાઇ ગઇ હોય પરતુ રોજ ગરમ

ગરમ જમતા હો તેને બદલે તે દિને ગરમ ન મળી તો પછી જુઓ હુલીબાઈનું જોર! થાળી પછાડી ઉઠી જાઓ અને ગૃહિણીને બે ચાર સંભળાવી હાથ ધોઈને ચાલવા માંડો ત્યારે એમ વિચાર નહિ આવે કે આજદિન સુધી ઇચ્છાધીન બની ઘણું ઘણું ખા ખા કર્યું એક દિન ગરમ ન મળ્યું તે કેમ નહિ ચાલે! પેલા ગરીબ બિચારા શું કરતા હશે! પણ ત્યાં જ વાંધો આવી જાય છે અંદરથી હુલીબાઈ ઉછળે સાથે તમે પણ ઉછળ્યા જ છો. અને ચાલુ થઈ જાય ચાવી વિનાનો રેડીઓ ટ્રાંઝીસ્ટર વિગેરે બંધ રાખી શકાય પણ આ ચાવી વિનાનો રેડીઓ કેટલા કલાક ચાલે? જ્યાં સુધી મગજનો પારો ઠેકાણે ન આવે ત્યાં સુધી બંધ ન રહે ચાલ્યા જ કરે

પણ ભલા મહાનુભાવો! એ બબડાટ અને બકવાટથી ન તો આપણી ઈચ્છા પુરી થતી કે ન તો કોઈને સજા થતી પરંતુ આત્માને જ નુકશાન થાય છે જો તમારી જીભ પર કાબુ હોત તો તમે મૂંગે જેવું જમણ હતું તે જમી લેત અને ગૃહિણી પર ક્રોધ કરવાનો અવસર ન આવત

## મૌનપણે જમવાનો નિયમ છે ???

કદાચ જીભ પર કાબુ નથી પરંતુ જમતા જમતા વિના બોલે જમવાનો નિયમ છે? મૌનપણે જમવાનો નિયમ હોય અથવા જમતા જમતા બોલવું નહિ એવું ધ્યાનમાં
૭ લેશો તો કોઈ વસ્તુ ખરાબ બની હશે કે ગરમ નહિ હોય

કે ઓછી હોય તો બોલવાની ઈચ્છા હશે તો પણ બોલી શકાશે નહિ અને બોલો નહિ તો ગુસ્સો આવશે નહિ માટે પ્રથમ જીભ પર જ કાબુ મૂકો જમવાનુ શા કારણે! જીવનનિર્વાહ માટે, પેટ ભરવા માટે, શોખ માટે નહિ સાધુ અને સંસારીના જમણમા આભ જમીનનો તફાવત છે સાધુ ગોચરી કરે ઉદરપૂર્તિ માટે જ્ઞાન-વૈરાગ્ય-ભક્તિ માટે જ્યા પેટનો ખાડો જ પૂરવો છે ત્યા આવી વૃત્તિ હોય, આવી વૃત્તિ આવે તેને સ્વાદ શોખનો ચસ્કો ન હોય પણ આજે કોઈ સયમી શ્રાવક એની વૃત્તિ રાખે તો દુનિયા શુ કહેશે? એનામા સેન્સ જ નથી આના કરતા પશુઓ પણ સારી રીતે ખાઉ જાણે છે આટલી સામગ્રી હોવા છતા જે ખાઇ જાણતો નથી તે બીજાને શુ ખવડાવી જાણે? "ખરેખર! ખાવા કરતા ખવરાવામા પ્રેમ હોવો જોઈએ, આની વૃત્તિ દરેકમા હોય તો આ ભીખવૃત્તિ કરનારને પેટે હાથ ફૂરવા ન પડે"

## ઘણુ બોલનારની કિમ્મત નથી

આજે વાણીમા જ આડબર છે, કર્તવ્યમા કજુસાઈ છે વાણીની વિશાળતા સાથ કર્તવ્યપથ પણ વિશાળ બનાવો તો વાણીના આડબરની સાથ કર્તા બોલવા કરતા બજવી જાણનાર ઉત્તમ છે દુનિયામા કહેવાય છે કે બહુ બોલવુ નકામુ છે બહુ બોલનારને લોકો બોલકણો કહે અને એની વાતમા તત્વ જરા સાભળવા પૂરતો જ લે છે

"વગર બોલાવે બોલ તે તણખલાની તોલે" ઘણુ બોલ

નારની કિંમત નથી ગણાતી માટે ઓછુ એટલે મિત-પ્રમાણોપેત બોલવુ જાઈએ. વિચારી વિચારીને બોલનાર કયારેય મુશ્કેલીમા મૂકાતો નથી વિચાર વિના બોલવાથી જીવનમા કકાસનો કસાર રધાય છે માનવીના જીવનમા કકાસ પેઠો એટલે સારો યે સસાર બગડે છે.. માટે જ

કહ્યુ છે પહેલા વિચાર કરો પછી જ બોલો

"Think before you speak (થીંક બીફોર યુ સ્પીક) આજે કુટુબ વિભકત થવામા તેમ જ ઘેર ઘેર જે કકાસની હોળી દેખાય છે તેને ઉત્પન્ન કરનાર સ્થાન વાણી જ છે સારા વચનથી સપ, સગઠન વધે છે કકાસ ઘટે છે ' કકાસનુ મુખ કાળુ " કકાસ આવતા ઘરમાથી લક્ષ્મી પણ ફરી જાય છે

## આજની અમીરી જુઓ

ભૂતકાળમા હિન્દુસ્તાનમા આર્યસસ્કૃતિની જાહોજલાલી તથા અમીરી વિચારો અને આજની જુઓ આજે તો આપણા દેશમા એ જાહોજલાલી અને અમીરીને સ્થાને આડબર અને ફકીરી દેખાય છે તે કયા કારણે ?

"નીતિ ગઇ લક્ષ્મી ગઈ, ગયુ આર્ય અભિમાન

કુસપ ને કકાસમા રળ્યુ હિદુસ્તાન"

ઊડે ઊડેથી ઇતિહાસના પાના તપાસતા ખબર પડશે કે જે સત્વ હતુ તે ચાલ્યુ ગયુ માટે વિચારો કે જે છે તે વાણીમા જ છે સસારમા રહ્યા પછી વાણી કેવી બોલવી

તે સમજાશે તો જ તમારો સંસાર સુખી રહેશે નહિતર વચનને અગન Fire (ફાયર) બનાવશો તો તમારો સંસાર સળગી ઉઠશે સમજીને વાણી બોલશો તો આગળ વધી શકાશે સમજ વિના મનમા જેમ આવે તેમ બોલતા જે કર્મનો બંધ પડી ગયો તો તેના વિપાક ભોગવ્યા વિના છૂટકો નથી

એક શબ્દ માત્રથી કેટલો કજીઓ ????

આ રસના લગામ વિનાના ઘોડા જેવી છે એને જો છૂટી મૂકી તો તમને ઉથલાવી જ પાડશે અને અનર્થ કરી દેશે ત્યારે તમને ખબર પડશે કે લુલીબાઈનું લપસવું કેવું છે? જીભવાડનું જોર ઘણુ છે આપણા સ્વજન સબંધી એોમા એક શબ્દ માત્રથી કજીઓ Brawl (બ્રોલ) થાય છે તે આ દષ્ટાન્તથી સમજાશે

એક ગામમા સાધારણ સ્થિતિની બાઈને એક પુત્ર છે પુત્ર વગડામા ઘેટા, બકરા, ગાય ચરાવે છે અને આજીવિકા ચલાવે છે માતાપુત્રને અરસપરસ વાત્સલ્ય અપાર હોય છે ઉનાળામા એક દિવસ માતાએ પુત્રની ઘણી રાહ જોઈ છતા પુત્ર આવ્યો નહિ ત્યારે માતા સીકા ઉપર ભાતને મૂકી પાણી ભરવા ચાલી જાય છે આજની બહેનોની જેમ તે સમયમા નળથી પાણી ભરવાના ન હતા પણ દૂરદૂરથી કુવામાથી ખેંચીને હાથે પાણી લાવવાનુ હતુ તેથી બેનોને સંયમ અને સ્ફૂર્તિ સારી હતી આજે તો સાધન સામગ્રી વધ્યા સગવડ વધી, ઘરમા બેઠા બેઠા પાણી ભરાય, ક્યાય જવાનુ

નહિ. કુવાને બદલે નળ થયા તો પણ એનોને ધર્મસાધન માટે સમય સ્ફૂર્તિ નથી એ કેટલી કમનસીબી પણ આ આત્માનો જ જો ઉદ્ધાર કરવો હોય તો એવી દાદ નહિ ચાલે.

### કટુવાણી કેટલા કુકર્મ કરાવે છે

આ બાજુ પુત્ર ઘરે આવી જાય છે ભૂખ લાગી ગઇ છે માતાને ઘરમા ને જોતા લુગીમાઈનુ જોર એને ઉઠાળે છે ત્યા માતા આવે છે માતાને આવતા જો પુત્ર કહે છે તને ખબર નથી કે મને ભૂખ લાગી હશે! શુ તારા પગ ભાગી ગયા હતા કે જલ્દીથી ઘેર ન આવી શકી?

### થાઈ રાપો કે કટુવાણી કેટલા કુકર્મ કરાવે છે?

માતા ક્રોધે ચડે છે અને કહે છે શુ તારા હાથ ભાગી ગયા હતા કે સીકા પરથી ભાત પણ લેવાયો નહિ? પુત્ને માતા પ્રત્યે કે માતાને પુત્ર પ્રત્યે અભાવ હતો, વાત્સલ્ય ન હતુ એમ નહિ પણ કટુવાણી બોલવા માત્રથી જ કષાયના મુખમા જઇ પડયા કયા કર્મ બા ધવા વાળા થાય છે તે આગળ જણાશે. જેવા સાથે તેવા થવ માં ઘણો આનંદ અને હોશીયારી માને છે તમને કોઇ ગધેડા કહશે તો તમે તેને ગધેડા અને બીજી બે સ ભળાવ્યા વિના સતોષ નહિ થાય ગર્વમા ચકચુર બનેલા સહન કરી શકતા નથી પરંતુ અનર્થ ટાળવા માટેનો એકજ ઉપાય છે સહન કરવુ- મૌન રહેવુ "To keep quiet" [ટુ કીપ કવાયટ]- એમ આવી

આથી સામી વ્યક્તિ પણ અકળાઈ જાય છે કદાચ સહન ન થાય તો ત્યાથી ખસી જવુ તે વખતે દૂર ખસી જાવ તો શુ વાંધો આવે ? પણ તેમ કરવાથી નાક કપાઈ જાયને ! સિદ્ધાન્તમા કહે છે કે ક્ષમા એ આત્માનો ગુણ છે માટે મૌન રહી ક્ષમા લાવી નહિ તો વચને વચને વેર વધે છે

માતા પુત્રને સાવથી ખવડાવે છે પણ જે કટુવાણી સમયે તીવ્રકષાયનો બધ પડી જાય છે તે કર્મ અવશ્ય ભોગવવા જ પડે છે

કૃતકર્મક્ષયોનાસ્તિ, કલ્પકોટિશતૈરપિ ।
અવશ્યમેવ ભોક્તવ્ય કૃત કર્મ શુભાશુભમ્ ॥

કોટિ ઉપાયો કરવા છતા કરેલા કર્મ ભોગવવા વિના છૂટકો થતો નથી

માતા અને પુત્રને પરસ્પર વાત્સલ્ય અપાર છે પ્રેમ કાતર રૂપ હોય તો તે પ્રેમ પ્રેમ સ્વરૂપ નથી પણ વિરૂપ છે માતાને બાળકો પ્રત્યે- પિતાને પુત્ર પ્રત્યે- પુત્રપુત્રીને માબાપ પ્રત્યે પ્રેમભાવ છે કે નહિ

**મોહનીયમા વિવશ જીવો સસારમા મુઝાય છે.**

આપણે વિચારીએ કે પુત્ર માદો પડયો હોય તો જ્યા સુધી તે પૂર્ણ સ્વસ્થ ન થાય ત્યા સુધી માબાપના હૈયાની ધડકન બેસતી નથી મોહનીય વિવશ જીવો સ સારમા મુઝાય છે માતાને પૂછવામા આવે તો કહેશે કે શય્યામા પડેલ પુત્ર સૌથી નાનો છે તેથી ઘણો વ્હાલો છે વળી નાનો

હોવાથી મોહ કેમ ન હોય ? "પુત્ર એ જીવનની લાકડી છે, અરમાનની ઈમારત છે" તમે તમારા આગામી જીવનની આશાઓ પુત્રને જોઇ ઘડો છો અને પુત્રને જોઈને હરખાઓ છો... પુત્ર મોટો થશે ભણશે- કમાશે એટલે મારી વૃદ્ધ દશા આરામમા જશે પરતુ મોટા થતાજ પુત્ર તમને જુદા કરે તો તમારી દશા કેવી થાય ! જ્ઞાનીઓ કહે છે કે આ સસારી પ્રેમ શુદ્ધપ્રેમ નથી પણ સ્વાર્થપ્રેમ છે સ્વાર્થ ભર્યા પ્રેમમા અધ બનેલો આત્મા કાઇ મેળવી શક્તો નથી પરતુ અતે તેને પછડાટ ખાવી પડે છે જ્યારે શુદ્ધપ્રેમ સમ ર્પણભાવમય અને શાતિમય છે.. આવો પ્રેમભાવ જ્યારે જીવનમા આવી જાય ત્યારે આત્માની પ્રત્યેક કરણીમા.. બોલવામા, ચાલવામા વિગેરેમા સ્નેહનુ ઝરણ છલોછલ વિલસતુ જણાય

આ બાજુ માતા-પુત્ર કાલાતરે મૃત્યુ પામી એક જ ગામમા જન્મ લે છે ગ્રોગ્ય ઉમર પ્રાપ્ત થતા બને જીવો બીજા ભવમા પતિ-પત્નીના સબધથી બધાય છે થોડા દિવસ બાદ વહુને સાસરે જવાનુ થયુ એટલે પિયરથી વિદાયમાન લેવાનુ છે આ વહુ વિચારે છે કે કાલે તો સાસરે જવાનુ છે જ માટે લાવ આજ સરખી સાહેલીઓ સાથે મોજ માણી લઉં આમ વિચારી દૂર દૂર ફરવા જાય છે રાત પડી જાય છે નવપરિણીતા હોવાથી ઘરેણાં ખૂબ પહેરેલા છે ચોર મળે છે તેણીના શરીર પરથી બધા ઘરેણા લઇ લે છે પરતુ હાથના કકણ નીકળતા નથી તેથી ચોર હાથ કાપીને લઈ

જાય છે બીજી તરફ સાહેલીઓ ગભરાઈ જઇ રાજદરબારમા ફરિયાદ કરે છે

રાજાજ્ઞાથી સેવકો ચોરની પાછળ દોડે છે પકડાઈ જવાના ભયથી ઝાડની નીચે સૂતેલા માણસ પાસે દાગીનો મૂકી ચોર આડો અવળો ભાગી જાય છે પૂર્વભવમા જે વચન નીકળ્યુ હતુ કે હાથ ભાગી ગયા છે તેના કેવ્હા ખૂરા ફળ ભોગવવા પડે છે કર્મ કોઇને મૂકતુ નથી હસતા બાધેલા કર્મ પણ ઉદયમા આવ્યા વિના રહેતા નથી

હસતા તે બાધ્યા કર્મ, નવિ ઓળખ્યો જીન ધર્મ
રોતા ન છુટે પ્રાણીયાજી

આ આત્મા કર્મ બાધતા વિચાર કરતો નથી પણ જ્યારે ઉદયમા આવે છે ત્યારે શુ દશા થાય છે ? માટે જ કહ્યુ છે કે "બધ સમય ચિત્ત ચેતાએ રે શ્યો ઉદયે સતાપ"

નવપર્ણિતાના ઘરે આને છે માતા પિતાને થાય છે કે પુત્રીએ કરેલા પૂર્વભવના કર્મ ઉદયમા આવ્યા છે હાવે સાસરે જનાર પુત્રીની આ દશા !

બીજી તરફ ઝાડ નીચે સૂતલો માણસ બીજો કોઈ નહિ પણ પુત્રીનો વર એટલે જમાઈરાજ છે પોતાની પત્નીને તેડવા આવતા આવતા રસ્તામા રાત પડી જતા ઝાડ નીચે સુઇ જાય છે ચોર ઘરેણા મૂકી ચાલ્યો જાય છે રાજાના સિપાઈઓ ચોર જાણી જમાઇને બાધીને રાજા પાસે લઇ જાય છે રાજા પણ ચોર બની ગયેલા જમાઈને શિક્ષા કરે છે પગ કપાવી,

માથુ મૂડાવી, ગધેડા ઉપર બેસાડી આખા ગામમા ફેરવે છે ગઈ કાલે ઘોડા ઉપર બેસી પરણવા આવનાર જમાઈરાજની જુઓ શુ દશા થઈ!

ગુરૂરાજ અને જમાઇરાજના સન્માનમા કેટલો ફરક

ત્યારે જમાઇરાજનુ સન્માન બહુમાન Respect (રીસ્પેક્ટ) કેટલુ કરો ? અને ગુરુદેવનુ સ માન કેવ્હુ કરો ? અ ય કોમ કેવી જાણે કે જૈનોના પ ચમહાવ્રતધારી ગુરૂદેવો પધાર્યા છે ? બીજી કોમને તો ખબર ન પડે તે તો ઠીક પણ સાત વાગ્યાનો સમય હો ય નો તમો બ ધા શુ વિચારો ? હજી વાર છે ચાહ પીને જઈએ છીએ ગુરૂમહારાજ ઉપાશ્રયમા પધાર્યા હવે તો બધા બેસેલા હશે હુ પછી જઇશ હવે મોડુ થઇ ગયુ રવિવાર આવે છે રવિવાર કેવો આવે છે!!' હે આત્મન્! એક ધર્મદાતા ત્યાગી ગુરૂદેવની સમીપ જવામા પણ આટલો બધો વિચાર! એ શુ સૂચવે છે? આત્માની અવદશા જને ! ચાલો જમાઈરાજની હાલત જોઈએ

ગધેડા પર ફરતા જમાઇરાજ વિચાર કરે છે કે મે કેવુ કર્મ બાધ્યુ હશે ? ભગવત કહે છે કે જેણે વાણીનો કાબુ રાખ્યો નથી જે યથાતથા વાણી બોલે છે તેને કર્મના વિપાક કયારે ભોગવવા પડે છે તેની ખબર પડતી નથી. સાસુને થાય છે કે મારી પુત્રીના હાથ કાપનાર ચોર કોણ છે આમ વિચારીને જુએ છે એના સાથે જ સાસુ જમાઈરાજ ને ઓળખી જાય છે જમાઈરાજ સઘળી વાત કરે છે

## વાણીમાં કાતર ન રાખો, રાખો કોમળતા

જોયું કર્મનું નાટક! ફક્ત વાણીનો જ પ્રભાવ છે વાણીમાં કાતર ન રાખો કોમળતા અને મૃદુતા રાખો આ ઈન્દ્રિયને બરાબર તમારી આધીન બનાવો, તેને આધીન બ યા તો સમજજો કે તે કદી તૃપ્ત થવાની નથી ન બોલવાનું બોલવામાં અને ન ખાવાનું ખાવામાં લુબ્ધાઈ તરત જ ફૂલી પડશે

## જાગશો ખરા કે નહિ !!!

આટલું આટલું સાંભળ્યા પછી ન જાગશો તો વિચારો કે એવી ઘેનની ગોળી લીધી છે કે જાગ આવવાની જ નથી તમને થાય કે જાગવાની વાર છે આયુષ્ય હજુ ઘણું લાંબુ છે પછી જાગીશું

પણ તમને ખબર છે કે

"મા જાણે પુત્ર મોટો થયો
પણ આવખામાંથી ઓછો થયો.

હે આત્મન્! દિવસે દિવસે આયુષ્ય ઓછું થતું જાય છે માટે "જાગ્યા ત્યાંથી સવાર" જાણી હવે જાગૃત થા

વળી વાણીનો પ્રભાવ એવો પાડતા શીખો કે જેથી પ્રિયવાણી બોલવાવાળા થઈએ અને વાણી પર વિજય મેળવી આત્મ શ્રેયને સાધવાવાળા થઈએ

★

# સ્વબંધુસેવા

આજનો વિષય સ્વબંધુસેવા છે

સ્વબંધુની સેવા કરતા શીખીશુ તો સમાજની અને દેશની સેવા કરતા શીખીશુ એક એક પગથીયુ ચઢીશુ તો ઉન્નતિની મઝીલે પહોચી શકીશુ સ્વબંધુસેવા એ આત્માની ઉન્નતિનુ સોપાન છે પરન્તુ સ્વબંધુ એટલે શુ એ આપણે જાણવુ પડશે.

श्रद्धालुतां श्राति जिनेन्द्रशासने
धनानि पात्रेषु वपत्यनारतम् ।
करोति पुण्यानि सुसाधु सेवनात्
अतोऽपि त श्रावकमाहु सन्तम् ॥

જેને જૈન શાસન ઉપર શ્રધ્ધા હોય, ભાવપૂર્વક પાત્રને વિષે જે પોતાની લક્ષ્મીનુ વપન કરતો હોય અને સુસાધુઓની સેવાથી જે પુણ્ય ઉપાર્જન કરતો હોય તે ઉત્તમ શ્રાવક કહેવાય છે જૈન કુળમા ઉત્પન્ન થયેલાને શ્રાવક કહેવાય? ચાલ્લો કરે એટલે શ્રાવક થઇ જવાય?

શ્ર શ્રદ્ધા-દેવ ગુરુ પ્રત્યે અવિચલ શ્રદ્ધા રાખનાર

વ. વિનય અને વિવેક-દાનમાં ધનનું વપન કરનાર

ક ક્રિયારુચિ-શુભક્રિયાથી કર્મોનો સંવર- નિર્જરા કરનાર

આવા પ્રકારના ગુણોને પ્રાપ્ત કરનાર અને જિનેશ્વર દેવની આજ્ઞાનું પાલન કરનારા શ્રાવક કહેવાય છે

કોઈપણ જીને રીબાતા હોય એવા શ્રાવકોને સુશ્રાવકે સ્વાયત્તતા તથા ભક્તિ કરવી જોઈએ બહુમાન કરવું જોઈએ. ઉપરના ગુણો જેના હૈયામાં ઓતપ્રોત બન્યા હોય તે સુશ્રાવક

## સ્વબંધુ એટલે શું ?

પોતાનો બંધુ તે સ્વબંધુ એક ઉદરથી ઉત્પન્ન થયેલા સગાભાઈને સ્વબંધુ ગણવાના ? ના તેની તો વળી સ્વાર્થથી, સગાઈથી કે લોકવ્યવહારથી નજર કરવાની તે સ્વબંધુ કહેવાય નહિ

સહધર્મી હોય એટલે સમાનો ધર્મો યેષા તે એટલે સમાનધર્મ જેનો છે એવા સહધર્મી-સાધર્મી કહેવાય સાધર્મી તે જ સ્વબંધુ છે કારણ ધર્મપિતા બંનેનો એક જ છે ।

તમારા જેવા શ્રાવક તે જ સાધર્મી-ખરા સ્વબંધુ છે તેની ભક્તિ કરવાની. તેને જોઈ હૈયામાં એક ભાઈ જેટલી લાગણી ધરવાની સ્વધર્મીને જોઈ હૈયામાં ઉમળકા ઉભરાઈ જાય આ ક્યારે બને ? જ્યારે દેવ-ગુરુ-ધર્મ પ્રતિ અવિહડ રાગ થાય ત્યારે જ

પણ આજે શું બને છે..! તમારે ત્યાં જૈન શાસનને પાળવાવાળા-તમારા જેવા જ શ્રાવકો સ્વમંધુઓ દુકાને નોકરી કરતા હોય હંમેશ તમારે ત્યાં બાર કલાક શ્રમ કરતા હોય કયારેક ધર્મપર્વનો દિવસ આવે અને તમારી પાસે અડધો કલાક વ્યાખ્યાનમાં જવાની રજા માગે તો તમે શું કહો! નોકરી કરવી હોય તો કર આવા લફરા નહિ ચાલે વ્યાખ્યાનમાં જવુ હોય તો નોકરીથી મુક્ત થઇ જાવ

તો શું આ સ્વબંધુ સેવા કહેવાય ? આપણને સ્વબંધુ પ્રત્યે સેવાભાવ ન જાગે તો આપણે જૈન શાસનને વફાદાર નથી રહી શકતા

એક દૃષ્ટિ છે કે એક શેઠને ત્યાં નોકરી કરતો માણસ બીજાને ત્યાં હાથ ધરે એમાં શેઠને જ શરમાવવાનું થાય છે અને શેઠની આબરૂ જાય છે આવા શેઠને ત્યાં નોકરી કરીને પેટ ભરનારને કઈપણ લાભ થાય, નહિ આ તો ઉપેક્ષા કહેવાય.. આને સેવા કઈ રીતે કહી શકાય ?

મગાભાઈને સ્વબંધુ માની સેવા ન કરાય

એક જ માતાપિતાથી—એક જ લોહીથી પેદા થયેલા ભાઇ-બેનોને સ્વબંધુ (સહોદર) માની ભવોભવ સેવા કરો એમાં નવાઈ નથી એવી જ સેવા જો પ્રભુએ કરી હોત તો પોતે, તરીને અનેકોને તારી શકત નહિ

પ્રભુએ એવુ વિચાર્યું હોત કે મારા બંધુને તારું મારી માતાનો ઉદ્ધાર કરુ તો તેઓ વિશ્વનું કલ્યાણ કરી શક્યા ન હોત "જીવ કરૂ શાસનરસી એ ભાવના જાગત"

નહિ પ્રભુએ સ્વપ્રભુ તરીકે એવી ભાવના નથી ભાવી પણ જગતના પ્રત્યેક આત્માને સ્વ માની તારવાની ભાવના ભાવી છે આ જ ભાવનાથી કલ્યાણ કરી તીર્થંકર નામકર્મ બાંધી આત્માને અને અનેકોને તારી ગયા

તેઓશ્રીની પાટ પર શ્રી સુધર્માસ્વામીજી અને તેઓશ્રીની પાટ ઉપર બેસનાર જે ઉપદેશ આપે છે તે બરાડા પાડતા નથી પરંતુ ભવ્યાત્માના ઉપકારને માટે જ પ્રભુ વીરની વાણીનુ પીયૂષપાન કરાવી રહ્યા છે એઓની ભાવના સર્વનુ કલ્યાણ થાય એવી જ હોય તેઓ પોતાના ઘરનું કે મનનુ કહેતા નથી પ્રભુ વીર કહેલ વાણી જ કહે છે જો પોતાના ઘરનુ કે મનનુ કહે તો તમે માનો નહિ કહેનારથી યથાતથા બોલાય તો તેનુ કલ્યાણ નથી.

આ તો વીરવાણી છે મિત અને તથ્ય જ હોય ક્વચ હિતમિશ્ર કટુવાણી આવે. તે કોઇને ઉદ્દેશીને કહેવાતી નથી

પ્રભુ કયા રાગમા દેશના સુણાવે?

સમવસરણમા બિરાજેલ પ્રભુ માલકોશ રાગમા દેશના આપે છે સર્વ કોઇને એમ જ લાગે કે પ્રભુ અમને જ કહે છે પ્રભુની દેશનાનો પ્રતાપ એના જ પ્રકારનો હોય છે

ગુરુદેવો પાટ ઉપરથી બોલે અને તમને લાગે કે આ તો બધુ અમને જ કહેવાય છે આમ તમે બંધબેસતી પાઘડી પહેરી લ્યો

પરંતુ કડવુ સત્ય વચન કોણ કહી શકે?

માતા પોતાના પુત્રને આરોગ્ય ખાતર કડવા ઓસડીઆ પાય છે તેમ પ્રભુ મહાવીરના પોસ્ટમેન–સુધર્માસ્વામીની પાટ પર બેસનાર સહુ જનના કલ્યાણ અર્થે જ કડવુ સત્યવચન કહી શકે તેમા પણ હિતમિત તથ્યપણુ રહેવુ જ હેય બીજા કડવુ ન બોલી શકે બીજા કડવુ બોલે તો તમને શુ થાય?

કદાચ હિતકારક બુદ્ધિથી બોલાયેલુ હિતમિશ્રિત કડવુ તમને કડવુ લાગે, પણ આત્માના ઉદ્ધાર માટે બોલાય છે કહેનારના હૈયામા તમને દુ ખ કરવાની કુભાવના નથી અગર તમારી પાસે બીજો કોઈ સ્વાર્થ સાધવાની ઇચ્છા નથી એ તો સૌના કલ્યાણથી જ બોલે છે

ડોક્ટરની દવા લેવા જાઓ દવા કડવી હોય કડવી દવા પીતા તમને નવનેજા પાણી ઉતરે બીજે દિવસે કહો કે ડોક્ટર સાહેબ! દવા બીજી આપો, આ તો બહુ કડવી છે તમારા સતોષ ખાતર "બીજી દવા આપીશ" એમ ડોકટર કહે પણ દવા તો એની એ જ આપે ડોક્ટર સમજે છે કે યોગ્ય દવા વિના રોગ જાય નહિ આ રોગ પર કડવુ જ હિતાવહ છે એમ વિચારી કડવુ આપે તમે સાજા થવાની ઈચ્છાથી કડવુ પણ મૂગે મોઢે પી જાઓને ? પ્રભુની પાટેથી બોલનાર જે કાંઈ બોલે છે તે કરુણાની ભાવનાથી જ બોલે છે

મુખ્ય વાત એ છે કે સ્વમધુસેવા તપસ્યામા જે એકાસણાદિ કરાવાય અને તેમા તપસ્વીઓને એકાસણા

કરાવવાની જે ભક્તિ થાય છે તે તપસ્વીથી ભક્તિ પણ સ્વામી સેવા કહેવાય છે તેમાં બમણો લાભ મળે છે તમને કોઈ કહે કે એકાસણાવાળાને-તપસ્વીઓને પીરસવા જાઓ તો તમે શું કહેશો ? સાહેબ! મારે સમય નથી

આવા શબ્દ ક્યારે ઉચ્ચારાય ? સ્વામી પ્રતિ લાગણી ભાવના ન હોય.. ત્યારે

જરા વિચારો સ્વામીસેવા માટે મરી ફીટનાર માંડવ ગઢના મહામંત્રી પેથડશાહ તરફ દૃષ્ટિ કરીએ પેથડશાહને સ્વામી તરફ કેટલું બહુમાન ! કેવી લાગણી !! કેવી ભાવના !!! પોતે એક રાજ્યના મંત્રી હોવા છતાં એ ગરીબ પણ સ્વામી મળે તો રૂવાડા ખડા થઈ જાય મંત્રીશ્વર એક દિવસ અશ્વ પર બેસી ફરવા નીકળે છે રસ્તામાં સ્વામી મળે છે જેના કપાળ પર „કેસરનો ચાંદલો છે

## સ્વામી તરીકે ઓળખવાનું ચિહ્ન કયું ?

કેસરનો ચાંદલો એ સાધર્મિકને ઓળખવાની નિશાની છે પણ આજ કાલ તો ફેશન એવી કે કપાળે ચાંદલો કરવો નહિ. કદાચ ચાંદલો કરે તો નાનો કરે તેમાં ય કેસરનો ચાંદલો કરતા તો શરમ જ આવે !

એક સુજ્ઞાન ભાઈ અમારા સમાગમમાં આવ્યા દર્શન ન કરતા હોવાથી, દર્શન કરવા જવા માટે સમજાવટથી ગુરુ મહારાજે કહ્યું ભાઈએ કહ્યું કે જોઈએ ગુરુદેવ કહે તમે દર્શન કરી આવ્યા છો તે તમારા કપાળે ચાંદલો જોઈશ

એને સાચું માનીશ ત્યારે યુવાન કહે કે હું દર્શન કરવા જઈશ પણ ચાલ્લો નહિ કરૂં

## સ્વતંત્ર વાણીનો જમાનો

કોઈપણ હોય દેવ-ગુરૂ-માતા કે વડિલો હોય તેમની આગળ ચોખ્ખે ચોખ્ખું કહી દેવાનું પાછળ રાખવાનું નહિ. એ આખની શરમ પણ નહિ પરિણામ તરફ જોવાનું નહિ કેમ કે સ્વતંત્રવાણીનો જમાનો આવ્યો છે તમે ભલે એમ માનો કે સાચું મોઢા પર કહી દઈએ છીએ પાછા નહિ. પણ એ માન્યતા ખોટી છે

જે માતાપિતાદિને નમે છે તે અવશ્ય દેવગુરૂને નમી શકે છે નમ્રતા હોત તો આ યુવાન ગુરૂમહારાજ આગળ ચોખ્ખી ના કહી શકત નહીં યુવાન કહે કે મને ચાલ્લો કરતા શરમ આવે મારી સાથેના દસ બાર ફ્રેન્ડ સર્કલમાં કોઈ ન કરે અને મે કર્યો હોય તો સારૂ ન લાગે. બાદ તેને ગુરૂમહારાજ ખૂબ સમજાવે છે

અમો વિહાર કરીને આવીએ, અજાણ્યા ગામમાં જઈએ ત્યારે કોને પૂછીએ કે ભાઈ કયાથી ગામમાં જવાશે? ગામ બહાર અજાણ્યા વ્યક્તિને પૂછી જોઈએ તમારે કપાળ ઉપર કેસરનો ચાલ્લો જોઈ બાલદીક્ષિત સાધુ-સાધ્વી પણ તમને બે ધડક પૂછી શકે!" કયા રસ્તે જવું ? ઉપાશ્રય કયાં? વિશેષ પૂછવાની તકલીફ પણ ન રહે

કરાવવાની જે ભક્તિ થાય છે તે તપસ્વીથી ભક્તિ પણ સ્વબંધુ સેવા કહેવાય છ તેમા બમણો લાભ મળે છે તમને કોઈ કહે કે એકાસણાવાળાને-તપસ્વીઓને પીરસવા જાઓ તો તમે શુ કહેશો ? સાહેબ! મારે સમય નથી

આવા શબ્દ કયારે ઉચ્ચારાય ? સ્વબંધુ પ્રતિ લાગણી ભાવના ન હોય ત્યારે

જરા વિચારો સ્વબંધુનેના માટે મરી ફીટનાર માડવ ગઢના મહામત્રી પેથડશાહ તરફ દૃષ્ટિ કરીએ પેથડશાહને સ્વબંધુ તરફ કેટલુ બહુમાન ! કેવી લાગણી !! કેવી ભાવના !!! પોતે એક રાજ્યના મત્રી હોવા છતા એક ગરીબ પણ સ્વબંધુ મળે તો રૂવાડા ખડા થઈ જાય મત્રી શ્વર એક દિવસ અશ્વ પર બેસી ફરવા નીકળે છે રસ્તામા સ્વબંધુ મળે છે જેના કપાળ પર કેસરનો ચાલ્લો છે

સ્વબંધુ તરીકે ઓળખવાનુ ચિહ્ન કયુ ?

કેસરનો ચાલ્લો એ સાધર્મિકને ઓળખવાની નિશાની છે પણ આજ કાલ તો ફેશન એવી કે કપાળે ચાલ્લો કરવો નહિ કદાચ ચાલ્લો કરે તો નાનો કરે તેમા ય કેસરનો ચાલ્લો કરતા તો શરમ જ આવે !

એક યુવાન ભાઈ ભમાગ સમાગમમા આવ્યા દર્શન ન કરતા હોવાથી, દર્શન કરવા જવા માટે સમજાવટથી ગુરુ મહારાજે કહ્યુ ભાઈએ કહ્યુ કે જઈશ. ગુરૂદેવ કહે તમે દર્શન કરી આવ્યા છો તે તમારા કપાળે ચાલ્લો જોઈશ

એવે સાચુ માનીશ ત્યારે યુવાન કહે કે હુ દર્શન કરા જઈશ પણ ચાન્લો નહિ કરૂ

## સ્વતંત્ર વાણીનો જમાનો

કોઈપણ હોય દેવ–ગુરૂ–માતા કે વડિલો હોય તેમની આગળ ચોખ્ખે ચોખ્ખુ કહી દેવાનુ પાછળ રાખવાનુ નહિ. એ આખની શરમ પણ નહિ પરિણામ તરફ જોવાનું નહિ કેમ કે સ્વતંત્રવાણીનો જમાનો આવ્યો છે તમે ભલે એમ માનો કે સાચુ મોઢા પર કહી દઈએ છીએ પાછળ નહિ. પણ એ માન્યતા ખોટી છે

જે માતાપિતાદિને નમે છે તે અવશ્ય દેવગુરૂને, નમી શકે છે નમ્રતા હોત તો આ યુવાન ગુરૂમહારાજ આગળ ચોખ્ખી ના કહી શકત નહી યુવાન કહે કે મને ચાન્લો કરતા શરમ આવે મારી સાથેના દસ બાર ફ્રેન્ડ સર્કલમા કોઈ ન કરે અને મે કર્યો હોય તો સારૂ ન લાગે બાદ તેને ગુરૂમહારાજ ખૂબ સમજાવે છે

અમો વિહાર કરીને આવીએ, અજાણ્યા ગામમા જઈએ ત્યારે કોને પૂછીએ કે ભાઈ ક્યાથી ગામમા જવાશે? આમ અજાણ અજાણ્યા વ્યક્તિને પૂછી લેઈએ તમારા કપાળ ઉપર કેસરનો ચાન્લો જોઈ આર્યદીક્ષિત સાધુ–સાધ્વી પણ તમને બે ધડક પૂછી શકે! કયા રસ્તે જવુ? ઉપાશ્રય ક્યા? વિશેષ પૂછવાની તકલીફ પણ ન રહે

દેરાસરનો ચાસ્લો એ એક જૈનધર્મના અનુયાયી તરીકેનું પરમ પ્રતિક છે. તમે દેરાસર જાવ ત્યારે પહેલા ચાસ્લો કરો છો. તેમા પણ હેતુ છે કે જિનેશ્વરદેવ ! તમારી આજ્ઞા મારા શિરે છે. આ હેતુથી ચાસ્લો કરવાનો... પણ ચાસ્લો જ ન કરતા હોઇએ તો પછી આજ્ઞાની વાત ક્યાં ? ગુરૂ મહારાજના સમજાવ્યા પછી યુવાન પણ ચાસ્લો કરવો શરૂ કરે છે.

## મંત્રીશ્વર પેથડશાહની સ્વબંધુ પ્રતિની શુદ્ધ લાગણી

સ્વબંધુને જોતા જ પેથડશાહ અશ્વ પરથી નીચે ઉતરી પડે છે. ધનાઢ્ય હોય કે ફાટલા તૂટેલા કપડાથી ચીથરેહાલ હોય તો પણ એક સરખુ જ બહુમાન હૈયામા છે. પ્રેમ કુશળતા પૂછે છે. કારણ સ્વબંધુમેવા એમના જીવનમા રગે રગમાં વણાઈ ચૂકી હતી. મ.સાગના દરેક સગપણ કરતા સાધર્મિક સગપણ સાચુ છે એમ તેઓ સમજતા હતા.

## આજકાલ આપણા સમાજમા શુ ચાલે છે ?

કોઇ મળે તો સલામ ભરો. શેક હેન્ડ કરો.. પણ આગળ વધીને એકબીજાને ભેટો, કે કુશળતા પૂછો. તમારા બહેની તમને મળે તો તમો શુ કરો..? એક બીજી બેનો ભેગી થાય તો શુ કરે? કુશળ આનંદ પૂછે એ...બીજાની કુથલી કરતા પણ વાર ન લાગે. દેરાણી જેઠાણીનો ગણગણાટ - આગળ વધીને, કોઇની સાસુ ને કોઈની

વહુ કે પછી ખાવાપીવાની અમુક વસ્તુ સારી થઇ, નરસી થઇ એવી પારકી પંચાતો કરે

## આપણા જૈન સમાજની પ્રણાલિકા

સ્વબધુ મળે તો પ્રણામ કરો-સાધુ-સાધ્વી મળે તો મત્થએણ વદામિ કહો તેમજ જિનાલય આવે તો નમો જિણાણ બોલી નમસ્કાર કરો જૈન સમાજની પ્રણાલિકા આ છે-આપણે શુ કરીએ છીએ? પ્રણામ તો ઠીક પણ સામા સાધુ સાધ્વી મળે તો મત્થએણ વદામિ કહેવા નથી ઊલટા દૂરથી જોઈને સરકી જઈએ છીએ. તો પછી નમો જિણાણની વાત તો બાજુ પર જ

આપણે સારૂ ભૂલી જઈએ છીએ અને નમણુ નવુ શરૂ કરીએ છીએ. આવો નિયમ ઘડી દીધો છે પણ સારૂ ભૂલવુ ન જોઈએ જે સારૂ છે તે મારૂ છે એમ માનનારા છે તે જ ભવ તરી જાય છે

નમસ્કાર ન કરતા હો તો સ્વબધુ મળતા નમસ્કાર કરવો ચાલુ કરજો.. જીવનમા ગુણ હોય તો તેની કિંમત અકાય છે

તમારે ત્યા તો હમેશા નાયગરાનો ધોધ વરસે છે નાયગરાના ધોધમાથી હમેશા પાણી આવે છે લોકો તેનો ક્યા ક્યાં સદુપયોગ કરે છે? અહિં તો દરરોજ વાણીરૂપ નાયગરાનો ધોધ વહેતા છતા કોઈની હૈયાની ભૂમિ ભીની

થઈ નથી લાગતી કોઈને અસર થઈ નથી લાગતી. કારણ આપણે સૌ ત્રીજી પૂતળી જેવા છીએ —

પેલી ત્રણે પૂતળી દેખાવમા, આકૃતિમા ચોક્કસ સરખી સર્વ રીતે હોવા છતા ત્રણેની કિંમત જુદી એકની સવાલાખ, બીજીની લાખ અને ત્રીજીની પચીસ હજાર.

એક પૂતળીનો સ્વભાવ એવો છે કે એના કાનમા દોરી નાખે તે સીધી પેટમા ઉતરી જાય છે

બીજીના કાનમા દોરી નાખો તો મોઢાથી બહાર નીકળી જાય છે

ત્રીજીના કાનમા દોરી નાખો તો બીજા કાનથી બહાર નીકળી જાય છે તેમ આપણે પણ સૌ ત્રીજી પૂતળી જેમ સાભળીને એક કાન દ્વારા નાખી બીજા કાનથી કાઢી નાખીએ છીએ સાભળીએ એટલી વાર વૈરાગ્ય ઉપાશ્રયના પગથિયા ઉતરી સંસારની ઉપાધિમા પડ્યા કે પાછા ભૂલ્યા આપણી ભાવના ક્ષણિક અને વૈરાગ્ય સ્મશાન ભૂમિવત્ છે માટે હમેશ સાભળ્યાની અસર થતી નથી. સાભળ્યા બાદ હૈયામા ઉતારવુ —આપણે પહેલી પૂતળી જેમ કરીશુ તો આત્માનુ ઉત્થાન નજીકમા છે

આ બાજુ પેથડશાહ સ્વર્ણ કુને પ્રણામ કરી પોતના ઘેર લઈ જાય છે ઘર લાવીને ભોજન કરાવે છે ઉપરથી પહેરામણી આપે છે અને બહુમાન કરે છે

તમારા ગામમા કોઈ સાધર્મિક આવે તો તેને તમે તમારે ઘેર લઈ જાવ ખરા? તેને જમાડો કે નહિ? જમાડો તો કેવા ભાવથી? ભાવથી ભરેલો સૂકો રોટલો સારો પણ ભાવ વિનાના પકવાન્ન નકામા

ભાવથી હૈયામા શ્રીહાસ આવે છે ભાવથી ભાવનાનો ધોધ સુદર વહે છે આમ સ્વબંધુની ભક્તિ કરી પેથડશાહ સભામા જાય છે અને આત્મસાધના કરે છે,

ત્યારે મહામંત્રી પેથડશાહ જેટલુ સ્વબંધુનુ સન્માન બહુમાન કરી ન શકો પરતુ સ્વબંધુસેવા કરવાની ભાવના તો જાગે ને? બધુ પ્રત્યે લાગણી તો જન્મેને?? હૈયા મા સદ્ભાવ જાગે કે નહિ?

સ્વબંધુનુ દુખ દૂર કરવાની ભાવના જાગે તો પણ કલ્યાણ જ છે પણ આજે તો વૃત્તિ કેવા પ્રકારની છે?

પૈસો મારો પરમેશ્વર, બૈરી મારી ગુરુ,
છૈયા છોકરા સ્વામિભાઈ, ભક્તિ હુ કોની કરૂ!

કવિએ આ ઉક્તિ અનામત મૂકી છે, આજ તો સગા મા બાપની સેવા નથી કરી શકતા– સગા મા-બાપની સેવા ન કરનાર બીજાની સેવા કઈ રીતે કરી શકે? બીજાની સેવા ના કરી શકે એનુ કલ્યાણ જ કઈ રીતે થઈ શકે? માટે જ આજે સ્વબંધુસેવા પર કહેવાય છે

સ્વામીવાત્સલ્યથી જીવનમાં કરુણા, મૈત્રી, વિનય, વિવેક, નમ્રતા અને પરમાર્થ કરવાની ભાવના જાગે છે

શ્રદ્ધા, વિનય, વિવેક, ક્રિયારુચિ જેમા છે તે ખરો શ્રાવક છે એ આપણે પ્રથમ સમજી ગયા શ્રાવકના દિલમા શ્રાવક પ્રત્યે ભક્તિભાવ ન હોય તો પછી શ્રાવક કયાથી? શ્રાવક તો નમ કહેતા નમી જાય એવા હોય પરંતુ

જે સ્વામીવાત્સલ્ય આદિ ધર્મકૃત્યોમાં લક્ષ્મીનો સુવ્યય કરવામા ધૂમાડો થયો એમ માને છે, તે વ્યાજબી નથી ધૂમાડો કયા હોય? સંસારીના ચૂલામા ચૂલાનો ધૂમાડો દુર્ગતિના ભાથારૂપ છે જ્યારે પ્રભુ મહોત્સવ, સ્વામીભક્તિ શ્રી સંઘ ભક્તિ આદિ કાર્યોમા વપરાતી લક્ષ્મી ઉંચે સ્વર્ગપુરીમા લઈ જાય છે લક્ષ્મીને વાપરશો નહિ તો લક્ષ્મી ધૂમાડો થઈ જશે માટે સમજીને સત્કાર્યમા સદ્વ્યય કરતા શીખો

( અઢાર દેશાધિપતિ રાજા કુમારપાળના રાજ્યમા ) કલિકાલ સર્વજ્ઞ હેમચન્દ્રાચાર્ય મહારાજ પધારે છે ધનાઢય શ્રાવકો ગુરૂદેવની હરખભેર ભક્તિ કરે છે નામના શ્રાવકને ધનાઢયેની ભક્તિ જોઈ દિલમા દુખ થાય છે કેમ કે પોતાની સ્થિતિ ઘણી નાજુક હતી મારાથી કાંઈ જ ભક્તિ થતી નથી એનુ હૈયામા દુખ છે છતા ભાવનાને વેગ આપી જાડુ કપડુ લાવી ગુરૂદેવને વહોરાવે છે ગુરૂદેવ કપડુ વહોરે છે

ત્યા જ રાજવી કુમારપાળ પાટણ પધારવા માટે સૂરિજીને વિનતિ કરે છે સશિષ્ય પરિવાર પાટણમા પધારે છે શિષ્યો કહે છે ગુરૂદેવ જાડુ કપડુ અમે ઓઢીશુ, આપ ઓઢશો નહિ. ઉત્તરમા ગુરૂમહારાજ કહે છે કે ભાવભક્તિથી વ્હોરાવેલ કાપડમા શો દોષ છે? એ કપડુ હુ જ વાપરીશ. કહી ગુરૂદેવ ઓઢે છે

ભારે ઠાઠમાઠથી સામૈયુ થાય છે નગરીમા-પાટણમા સાનદ પ્રવેશ થાય છે કુમારપાળની દૃષ્ટિ કપડા ઉપર પડે છે અને એકદમ ચોકી જાય છે કે ગુરૂદેવે આટનુ જાડુ કપડુ કેમ ઓઢયુ ?

રાજાએ પૂછ્યુ, ગુરૂદેવ ! આપને આટલો જાડો કપડો ઓઢવાની જરૂર કેમ પડી ?

ગુરૂદેવે કહ્યુ તને જેટલી મારી ચિતા થાય છે એટલી ચિતા તારા જેવો રાજા હોવા છતા જિનશાસનમા સાધર્મિક દુ ખી છે તેની થાય છે ખરી કે નહિ ?

અધિકાર પામી જગતમા કરે ન જે ઉપકાર,
અધિકારમાથી અ જતાં પાછળ રહ્યો ધિકાર.

સત્તા-અધિકાર-પદવી મેળવ્યા પછી જે ઉપકાર કરવાની વૃત્તિ ન જાગે, ઉપકારની ભાવના ન સેવે, પરોપકારમા જીવનને ન પરોવે તે આત્માને અધિકાર શબ્દમાથી અ નીકળતા ધિકાર જેવુ થાય છે

મહારાજા કુમારપાળના અંત થતુ જણી જાય છે ગુરુ મહારાજના કથનને સત્ય કરી સાધર્મિકભક્તિ પાછળ સ્વબંધુઓની સેવા ખાતર, એક વર્ષમા ચૌદ કરોડ રૂપિયા વાપરે છે આમ લાગલગાટ ચૌદ વર્ષ સુધી ચૌદ કરોડ રૂપિયાનો સદ્વ્યય કરે છે

આમ સ્વબંધુસેવાની ભાવના અને તેના ઝરણા આપણા જીવનમા રહે અને નો આત્મસાધના કરવાવાળા થઈએ